શ્રી વૃદ્ધિ-નેમિ-અમૃત-ગ્રંથમાળા-ગ્રંથાંક-૪૨

# હિત-ચિંતન



— લેખક —

શાસનસમ્રાટ્-સૂરિચક્રચક્રવર્તિ-સર્વતંત્રસ્વતંત્ર-તપાગચ્છાધિપતિ જગદ્ગુરુ-પૂજ્યપાદાચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજશ્રીના પટ્ટાલંકાર શાસ્ત્રવિશારદ-કવિરત્ન-પીયૂષપાણિ-પૂજ્યપાદાચાર્ય મહારાજ શ્રી વિજયઅમૃતસૂરીશ્વરજી મહારાજના વિનેયરત્ન વિનયનિધાન-વાત્સલ્ય-પન્યાસપ્રવર શ્રી પુણ્યવિજયજી ગણિવર્ય મહારાજના શિષ્ય

## પન્યાસ ધુરન્ધરવિજયજી ગણી

— મૂલ્ય —

૧-૫૦ નયા પૈસા

– પ્રકાશક –
શ્રી જૈન સાહિત્ય વર્ધક સભા
શેઠ સુરેન્દ્રભાઇ સારાભાઇ
અમદાવાદ

– પ્રાપ્તિસ્થાન –
શ્રી અમૃતસૂરીશ્વરજી જૈન જ્ઞાન મંદિર
દૌલતનગર, બોરીવલી (પૂર્વ)
મુંબઇ નં. ૬૬

– મુદ્રક –
બાબુલાલ મગનલાલ મહેતા
સવિતા પ્રીન્ટીંગ પ્રેસ
સધેડીયા બજાર, ભાવનગર

# સહાયક

આ પુસ્તક સ્વ માણેકચદ ચતુભુજ શાહ (મૂળી વાળા)ના સ્મરણાર્થે (શ્રેયોર્થે) તેમના સુપુત્ર ડૉ [illegible]ધ્યાલાલ માણેકલાલ શાહે M B B S પ્રકાશિત કરાવ્યુ છે અમે તેમનો અનુમોદના કરીએ છીએ

પ્રકાશક

# ❋ નિવેદન ❋

સવત ૨૦૧૦ના મુંબઇ, શ્રી નમિનાથજી જૈન ઉપાશ્રયમા ચાતુર્માસ પ્રસંગે પાટીયા ઉપર લખવા માટે લખાયેલા લખાણોનો આ સંગ્રહ છે ગીરધરલાલ દુર્લભજી શાહ મિત્ર સાથે આ લખાણો પાટીયા ઉપર લખતા અને વાચકો રસપૂર્વક વાચતા કેટલાક ભાવુક આત્માઓ તેનો ઉતારો પણ કરી લેતા. એ સર્વ ઉપરથી પુસ્તકરૂપે આ લખાણ પ્રગટ થયુ હોય તો અનેકને હિતપ્રેરક બને એ નિર્વિવાદ હતુ છતાં 'શ્રેયાસિ બહુ વિઘ્નાનિ' એ વચનની પ્રતીતિ કરાવતુ ન હોય તેમ બહુ વિઘ્નોમાથી પ્રસાર થઇને આ બહાર આવેલ છે

અનેક રસથી ભરેલુ, ટૂકી અનેક કથા-ને-વાતોના સમન્વય સમું, સહેલાઈ સમજાય એવુ આ પુસ્તક વાચક વર્ગ હાથમા લીધા પછી આગળને આગળ વાચવા માટે ઉત્સુક બનશે અને જીવનમા ઓછેવત્તે અંશે પણ તેમા કહેલા વિચારોને વણે એવી ઇચ્છા વધુ પડતી નથી

લેખક

૨૫-૧-૧૯૬૧



॥ ॐ ह्रीँ अर्हँ नमः ॥

# હિતચિન્તન

## ૦ અને ૧ વચ્ચેનુ અતર

શૂન્ય એટલે મીંડુ અને એક વચ્ચે અતર ઓછામા ઓછું અતર્મુહૂર્તનુ છે અને વધારેમા વધારે અનત કાળનુ છે શૂન્યને પરવશ પડેલો આત્મા સસારમાથી છૂટી શકતો નથી અને એકના પ્રભાવે આત્મા શાશ્વત સુખનો ભોક્તા બને છે

૦-શૂન્ય એ મિથ્યાત્વ છે

૧-એક એ સમ્યક્ત્વ છે

मिथ्यात्व शून्यसदृक्ष, सम्यक्त्वमेकमङ्कयकम् ।
एनयोरतर ज्ञात्वा, सम्यक धारया शिव द्रुतु ॥ १ ॥

卐

(૧) હું ? કા વ. ૬ તા ૨૬-૧૧-૫૩

વાતવાતમા દરેક જન કહે છે કે હું આવો છુ ને તેવો છુ મે આમ કર્યું અને તેમ કર્યું મારું આ છે અને તે છે મારી શક્તિ, મારી આવડત, મારી સમજ કોઈ જુદા પ્રકારની જ છે–પણ–આ હું એ છે કોણ ?

હુ એ આત્મા છે ? હુ એ મન છે ? કે હુ એ શરીર છે ? હુ બોલનાર દરેક જો હુ એ કોણ છે ? અને તે ખરેખર કેવો છે ? એટલુ જો વિચારે અને તેનુ સાચુ સ્વરૂપ સમજી લે તો જ્યા હું નથી ત્યા વારવાર હુ ને ખેચવામા આવે છે તે છૂટી જાય અને એ છૂટી જાય એટલે હું એ જે સાચો હુ છે તે પણ બધનમાંથી છૂટી જાય અર્થાત્ આત્મા મુક્ત બને

હુ ને ઓળખો અને તેના ખરા સ્વરૂપને મેળવો

अहं कर्ता च भोक्ताऽहं, मनुते जड्चेतन ।
जानीयाच्चेन् स्वतन्त्रेऽयं, मुच्येत खलु बन्धनात् ॥ १ ॥

卐

(૨) હા અને–ના– કા વ ૭ તા. ૨૭-૧૧-૫૩ ને સ્થાનકેર કરો

૧ સારી સુખશય્યામા સૂવા માટે અને સથારામા સૂવા માટે પૂછવામા આવે તો મન કયા 'હા' પાડે છે ને કયા 'ના પાડે છે

૨ મનગમતા ભોજન એક બાજુ છે અને બીજી તરફ લૂખ્ખુ ખાવાનુ છે 'હા અને ના' કયા રહે છે ?

૩ બગીચાની સુગંધ લેવાના સંયોગો બખતે જ એક ગુણીયલની સેવા કરવાની છે સેવામાં તેની અશુચિ આદિ પણ સાફ કરવાની છે 'હા અને ના'ની પસંદગી શેમાં જાય છે?

૪ સુંદર રૂપદર્શન એક બાજુ છે ને બીજી બાજુ ભવ્ય છતાં રૂપવિહોણુ દર્શન છે હા અને ના'ની સ્થિરતા કયાં છે?

૫ સંગીત સાંભળવા અને ઉપદેશ શ્રવણ કરવાનો સમય એક સાથે છે હા અને ના' કોનો પક્ષપાત કરે છે?

મનને જરી પણ દબાણ કર્યા વગર આ હા અને ના માટે પૂછવું અને કયાં હા' હોવી જોઇએ અને કયાં 'ના હોવી જોઇએ એ પોતે વિચારવું જો તેના સ્થાનોની અદલાબદલી કરવા જેવું લાગે તો ક્ષણનો પણ વિલંબ કર્યા વગર સ્થાનફેર કરી નાખવો

પરિણામ શું આવશે તે તો અનુભવે સમજાશે

'હા ને નાનો સ્થાનફેર કરો અને તેના સારા અનુભવો પ્રાપ્ત કરો

इन्द्रियाणां सुखाज्जीव सुखी दुःखी च दुःखतः ।
तथैवात्मसुखाच्चेत् स्यात् प्राप्नुयाच्छ् श्वतं सुखम् ॥ २ ॥



## (૩) જરા થોભો . કા વ ૯ તા ૨૯-૧૧-૫૩

ઓ મુસાફીર! ઓ ભાઈ! ઓ મારા સાથીદાર! જરા થોભ જરા ઊભો રહે, જરા પાછુ વાળીને તો જો

તું આમ કયાં દોડયે જાય છે? તારે જવાનો આ રસ્તો નથી તું માર્ગ ભૂલી ગયો છે આ ઊંધે રસ્તે આટલા ઉતાવળે શા માટે દોડી રહ્યો છે? જરા ધીરો પડ હે તારી

પાસે આવું છું તને માર્ગ ઉપર લઈ જવા હું તારી પાછળ આવ્યો છું, પણ તું દોડી રહ્યો છે હું તને મળું એટલો તો ધીરો પડ

શું થાય ! દિશાભૂલેલો આ આત્મા ઊંધે માર્ગે ચડી ગયો છે ને અટકતો નથી

× × ×

તમારા સાથીદાર–તમને સાચો રાહ બતાવનાર–તમને મળે એટલો વખત તમે જે માર્ગે આગળ વધી રહ્યા છો ત્યાં અટકી જાવ

હંમેશા થોડું અટકતા–થોભતા શીખો

भो ! प्रवासिन् ! क्षण तिष्ठ, विमार्गे गतवानसि ।
पन्थानं हितमाचिन्त्य, निश्रेय पथमाश्रय ॥ ३ ॥

(૪) એમાં તારું શું છે ? કા. વ ૧૧ તા ૨-૧૨-૫૩

શરીર, ધન દોલત, કુટુંબ, મિત્ર પરિવાર અને દેખાતું સર્વ એમાં તારું શું છે ? તેનો કોઈ પણ વખત વિચાર કર્યો છે ? જો વિચાર કર્યો હોય તો કહે કે–તેમાં નિર્ણય શો આવ્યો ?

જો નિર્ણય કર્યો હોય કે ઉપર ગણાવેલ સર્વ મારું છે–તો તે નિર્ણય-તે વિચાર સાચો નથી એમ ચોક્કસ સમજજે તારું તે જ કહેવાય કે જે તારાથી જુદું ન રહી શકે, તારાથી જુદું રહે છે-તે તારું નથી

તારું જે છે એ જુદું જ છે તે તારી પાસે જ છે પણ હજી તે તને સમજાયું નથી એટલે જે તારું નથી તેની પાછળ તું રાતદિવસ જોયા વગર ભટકયા કરે છે તેમાંથી

કાંઈ મળે ત્યારે રાજી થાય છે અને જાય છે ત્યારે દુખી થાય છે તને તારુ શુ છે એ ખરેખર સમજાઇ જશે, પછી તને તેનુ દુખ નહિ થાય

જે તારુ છે તેને ઓળખ અને તેને મેળવવા પ્રયત્ન કર

देहादि दृश्यते बाह्य, पौद्गलं तत्र किं तव ? ।
त्वदीय तव पार्श्वेऽस्ति, प्राप्तु तद् यत्नमाचर ॥ ४ ॥



(૫) ફક્ત એક વાર કા વ. ૧૨ તા ૩-૧૨-૫૩

કપડા મેલા થયા હોય, પરસેવાવાળા થયા હોય તો કાઢી નાખો છો રોજ ને રોજ બદલાવો છો દિવસમા બે વખત-ત્રણ વખત પણ બદલાવો છો ખરુ ને ?

શરીરને મેલ ચડ્યો હોય તો સ્નાન કરો છો ? સવાર સાજ સ્નાન કરવામા કટાળતા નથી-રાજી થાવ છો ઊનાળો હોય ને તાપ લાગતો હોય તો ત્રણ-ચાર વખત પણ નાહી નાખો ખરુ ને ?

ઘરને સાફ કરો છો, સાફ રાખો છો તમારી આજુ બાજુ કચરો હોય તે તમને ગમતો નથી ખરુ ને ?

પણ

મનમા અને આત્મામા કચરો છે કે નહિ ? તે મેલા છે કે નહિ ? તેને નવરાવવાની જરૂર છે કે નહિ ? તે સાફ કરવા છે કે નહિ ? એનો કોઈ વખત વિચાર કર્યો છે કે નહિ ? એનો કોઇ વખત વિચાર કર્યો ?

જો તમને લાગે કે એ સાફ-ચોખ્ખા કરવા જેવા છે તો વધુ વખત નહિ ફક્ત એક વાર તેને સાફ કરો-તેનો મેલ ઉતારો પણ એક વાર બરાબર મેલ ઉતારજો એમા

ઉતાવળ ન કરતા તમારી પાસે તેઓ એક જ વાર-ફક્ત એક વાર મેલ દૂર કરવાનું માગે છે

એક વાર પૂરા ચોકખા કરો, પછી તેઓ કદી નહિ કહે તમે હવે ફરી અમને સાફ કરવા મહેનત લ્યો.

ફક્ત એક વાર પ્રયત્ન કરો

गेह देह च वासांसि, निर्मलीक्रियते मुहु' ।
सकृदेव मन सम्यग्, जीव च निर्मलीकुरु ॥५॥



## (૬) તમે માથું શિંગડામાં ભરાવ્યું છે? ૫-૧૨-૫૩

'ઓ ભટ્ટજી! આ શું કર્યું? જરી વિચાર તો કરવો હતો?' વાત એમ બની હતી કે-એ ભટ્ટજી-ગોર હાથમા પંચીયું લઈને નદીએ ન્હાવા જાય ત્યાંથી પાછા ફરે ત્યારે એક બળદ તેમને રોજ સામે મળે બળદના બે શિંગડા માથે એવા વળીને અરસપરસ જોડાઈ ગયેલા કે વચમાં ગોળ ગાળો ઘણો જ સુંદર દેખાય ભટ્ટજી એ ગાળાને જોયા કરે ને બિચારે ચડે એમને વિચાર આવે કે આ ગાળામાં આ માથું આવી શકે કે નહિ આવો વિચાર કરતા કરતા છ મહિના વીતી ગયા છેવટે ભટ્ટજીએ માથું ઊંચું કરીને શિંગડામાં ભરાવ્યું બળદ ભડકયો ને ભાગ્યો-લોકો ભેગા થઈ ગયા ને ભટ્ટજીને કહેવા લાગ્યા કે જરી વિચાર તો કરવો હતો ભટ્ટજી શું કહે?!

× × ×

તમે તમારું માથું કોઈ બે શિંગડા વચ્ચે નથી ભરાવ્યું ને? વિચાર કરીને ભરાવ્યું છે કે એમ ને એમ ન ભરાવ્યું હોય તો ભરાવવાનો વિચાર થાય છે ને કે ભરાવી જોઈએ

નથી આવતો કમાણી કરવાના આ દિવસને ખાસ યાદ રાખજો ને લાભ લેવાનુ ચૂકતા નહિ

૧ ચોવિહારો ઉપવાસ

૨ આઠ પહોરનો પોસહ

૩ શકય તેટલુ મૌન

૪ ૧૫૦ નવકારવાળી

૫ દેવવદન

આવશ્યક કરણી સાથે ઉપરના પાચની આરાધના માટે માગશર શુદિ ૧૧ નો દિવસ ઘણો જ ઉત્તમ છે તેનુ ફળ ઘણુ છે તે દિવસે ૯૦ તીર્થંકરોના ૧૫૦ કલ્યાણક થયા છે બાવીશમા શ્રી નેમિનાથ પ્રભુએ આ દિવસની આરાધના શ્રી કૃષ્ણ વાસુદેવને બતાવી હતી શ્રી કૃષ્ણ એકાદશીને વિધિપૂર્વક આરાધતા હતા

સુવ્રત શેઠનુ સૌભાગ્ય એકાદશીની આરાધનાને આભારી હતુ

વર્ષમા આવતા આ એક દિવસને ભૂલમા જવા દેતા નહિ

निर्विवाद पर लाभ, लब्धुमात्मन् ! यदीच्छसि ।
सेव्यतां यत्नतो मौनी-मेकादशी श्रुते श्रुताम् ॥८॥

## (૯) મૌન મા શુ ૬ તા ૧૨-૧૨-૫૩

બોલવાની શક્તિ આ જીવને મળવી દુર્લભ છે અનત કાળના પરિભ્રમણ પછી જીવ બેઇન્દ્રિયમા આવે છે ત્યારથી તેને જીભ મળે છે, મળેલી એ જીભ સ્પષ્ટ બોલી શકતી નથી તિર્યંચગતિમા પચેદ્રિય થાય ત્યા સુધી જીવની એ સ્થિતિ

રહે છે મનુષ્ય ગતિમા પણ જીભના દોષોને પરવશ પડેલા જીવો બોલી શકતા નથી જીભ મળવી દુર્લભ છે અને એ મળ્યા પછી સ્પષ્ટ બોલવાની શક્તિ પણ, એ મળ્યા પછી પણ જીભના ઉપર કાબૂ ન રાખવામા આવે તો મળ્યુ નકામુ થઈ જાય છે એટલુ જ નહિ ગેરલાભ-દુ ખ આપનાર થાય છે જીભ જીવાડનાર છે એટલી જ મારનાર છે, જીભની લગામ છૂટી રાખનારાએ પારવગરના છે, તેના ઉપર કાબૂ રાખનાર વિરલા છે જીભના ઉપર કાબૂ મેળવવાનો સચોટ ઉપાય 'મૌન' છે અને એ 'મૌન' શિખવાનો દિવસ માગશર શુદિ એકાદશીનો છે 'મૌન' એકાદશીના આરાધકને જીભને લઈને આવી પડતા કષ્ટો સહન કરવા પડતા નથી

આરાધન કરીને અનુભવ લ્યો

एकेन्द्रियादिषु चिर विफल विगीत,
मौन धृत परमरपाप्य वचोऽनुरूपाम् ।
जिह्वा वचोविलसन । रसनाप्रयोन
कुर्वन्नाप्यसि मध चर तनु मौनम् ॥१॥



## (૧૦) ક્રોધ આવે ત્યારે શુ કરવુ ? તા ૧૨-૧૨-૫૩

ક્રોધ આવે ત્યારે-પોતે નિર્દોષ નથી એમ વિચારવુ

ક્રોધ આવે ત્યારે-પોતે પોતાનુ નુકશાન કરી રહ્યો છે એમ માનવુ

ક્રોધ આવે ત્યારે-કર્માધીન આત્મા છે માટે કર્મને ખરાબ માની શાંત થવુ

ક્રોધ આવે ત્યારે-ઉતાવળે કોઈના ઉપર કાંઈ પણ ન કરવું

ક્રોધ આવે ત્યારે-ક્રોધના કારણો વિચારવા

ક્રોધથી કરોડો પૂર્વવર્ષનું કર્યું નિષ્ફળ થઇ જાય છે. ક્રોધથી શ્રીમંત ભિખારી બની જાય છે ક્રોધ દુર્ગતિમા લઇ જાય છે ક્રોધીને કોઇ ચાહતુ નથી.

ક્રોધ કરવો નહિ અને એ ન બને તો ક્રોધ ત્યારે આવે તો કાંઇ પણ કરવું નહિ

क्रोध कर्मप्रवेशनाय विवर, क्रोध जयेद्दुर्जन,
क्रोधेन भवत्याग्निनाऽऽत्मदहन, क्रोधाय नो दास्पृहा।
क्रोधात् स्वक्षतिरुन्नता भवतति, क्रोधस्य दुष्टा गणति
क्रोधे क्रोधवशा समैति दुरित, रे क्रोध ! दूर सर ॥१०॥

(૧૧) દિવસ અને રાત તા ૧૫-૧૨-૫૩

દિવસ એટલે પ્રવૃત્તિ, દોડધામ જાગૃતિ, કામ કરવાની અનુકૂળતા

રાત એટલે નિવૃત્તિ શાંતિ, ઊંઘ, કામ બંધ કરીને આરામ લેવાની અનુકૂળતા

દેહ અને તેને લાગતુવળગતુ છે તે માટે જીવને જે દિવસ છે-તે જ આત્મા અને તેને લાગતાવળગતા માટે રાત છે જીવ દેહને માટે અને તેની સાથે સંબંધ રાખનારા માટે દોડધામ કરી મૂકે છે જ્યારે આત્માને લાગે-વળગે એવી નિવૃતિમા ઊંઘે છે

આત્માને માટે દોડ-ધામ કરનારા માટે દેહની પ્રવૃત્તિઓ રાત છે ત્યા તેઓ ઊંઘે છે

જીવોને સંસારીઓને જે રાત છે તે યોગીઓને દિવસ છે અને સંસારી જીવોને જે દિવસ છે તે યોગીઓને રાત છે

તમે દિવસ અને રાત કોને માનો છો ? જો તમારી

માન્યતામા ભૂલ સમજાતી હોય તો તે ભૂલ ક્ષણનો પણ વિલબ કર્યા વગર સુધારી લ્યો

× × ×

આખા દિવસના અજવાળા તમારા આત્માને અજવાળે એવુ કાઇંક કરો

दिवसो निखिलं यततं करणे,
रजनि करणादिरतिं तनुत ।
स्वहितेऽस्तु सदा स्ववशो दिवसो,
दुरितेऽस्तु निशा त्वनिशं मथिनाम् ॥१॥

(૧૨) નિર્ભય તા ૧૫-૧૨-૫૩

અત્યાર સુધી મને ભય હતો રોગનો-તે મારું આરોગ્ય ચૂથી નાખે છે ને તેથી હુ દુ ખી થઇ જાઉ છુ મને ભય હતો ઘડપણનો કે તે મારુ યૌવન લૂટી લે છે ને હુ શિથિલ બનુ છુ મને ભય હતો મૃત્યુનો-કે તે મારુ જીવન છીનવી લે છે ને હુ વિનાશ પામુ છુ

આ ત્રણ સિવાયના બીજા પણ નાના નાના અનેક ભયો મારી પાછળ પડ્યા હતા પણ હવે મને એ કોઇનો ભય નથી હવે હુ નિર્ભય છુ કારણ મને મારી ખરી ચીજનુ-મારી સાચી મિલ્કતનુ હવે ભાન થયુ છે તે વસ્તુને લૂટનાર કોઇ નથી મને મારી વસ્તુ થોડીઘણી મળી છે અને તેના સમર્થ રક્ષક પણ મળ્યા છે હવે મને ભય કોનો ? ફક્ત હું મારી પોતાની વસ્તુ સપૂર્ણપણે મેળવુ એટલી તકેદારી મારે રાખવી જરૂરી છે તેમા હુ આળસ ન કરુ-આળસ છે તે દૂર કરુ, ખરેખર હુ તદ્દન નિર્ભય છુ

भयसप्तकत समयोऽप्यभव,
परमात्महित विदित विभयम् ।
अधुना भव भयता रहित,
परमात्मम परमोऽस्त्ययन ॥१२॥

❖

## (૧૩) પાછળ પડો

તા ૨૦-૧૨-૫૩

કોઇ મહા શ્રીમત હોય ને તમે સાવ ગરીબ હો,
કોઈ મહાજ્ઞાની હોય ને તમે સાવ મૂર્ખ હો,
કોઈ મહાબળવાન હોય ને તમે સાવ માયકાગલા હો,
કોઈ ખૂબ ચપળ હોય ને તમે અતિશય વેદીયા હો,

કોઇને હજારો નમતા હોય ને તમે હજારોને નમતા હો–આવી કોઈ પણ પરિસ્થિતિમા તમે હો ત્યારે તમને પહેલાની વિશિષ્ટતા જોઇને આશ્ચર્ય થશે તમને થશે કે આ આવો છે ને હુ કેવો છુ પણ એમ મનમાં સમમમી રહેવાની કાઈ જરૂર નથી. તમારે-શ્રીમત, જ્ઞાની બળવાન, ચાલાક કે છેવટે હજારો તમને નમે એવા થવુ હોય તો તેની પાછળ પડો વગર કંટાળે જેવા થવુ હોય તેની પાછળ પડી પ્રયત્ન કર્યા કરો પછી તમે બીજાને અદ્ભુત લાગશો અને તમને સહજ–સ્વાભાવિક લાગશે

તમને જે ઇચ્છા હોય તેની પાછળ પડો પણ એક શરત કે તમારી ઈચ્છા તમને પાછળ પાડનાર ન હોવી જોઇએ–બાસ, પાછળ પડો

यदि कामयसे महतो विषया-
नधिगन्तुमनन्तसुखोपचितान् ।

वितथ यतन त्यज मूढमते !
सदुपायमुपाचर चारुतया ॥१३॥

## (૧૪) ભીખ માંગતા શિખો તા ૨૦-૧૨-૫૩

તમને કોઈ કહે કે 'ભીખ માગતા શિખો' તો તમને કદાચ આશ્ચર્ય થશે, પણ આશ્ચર્ય પામવાની જરૂર નથી તમે કહેશો કે-'હું ભીખ માગતો નથી મારે ભીખ માગવી નથી અને ભીખ માગતા શિખવું નથી' પણ તમારું કહેવું સાવ ખોટું છે

અમે તમને જોઈએ છીએ કે તમારી એક પણ ક્ષણ એવી નથી કે તમે ભીખ ન માગતા હો! ફક્ત અમને લાગે છે કે તમને ભીખ માગતા આવડતી નથી એ શિખવવાની જરૂર છે

તમે જ્ઞાની પાસે અજ્ઞાનની ભીખ માગો છો
તમે સયમી પાસે વિષયની ભીખ માગો છો
તમે અપરિગ્રહી પાસે પરિગ્રહને માગો છો
તમે વીતરાગ પાસે રાગનાં સાધનો માગો છો

જરી શાંત ચિત્તે વિચાર કરશો તમને તમારી ભૂલ સમજાશે અમે તમને તમારા હિત માટે કહીએ છીએ કે તમે ભીખ જરૂર માગો પણ ભીખ માંગતાં શિખીને ભીખ માગો ભીખ માંગતા આવડશે એટલે તમારે ભીખ માગવાનુ છૂટી જશે

भिक्षा भवे नियततामुचिता निकाम,
यन्नास्ति यत्किदमेतदसौ न दाता ।
याच्य तत समुचितं सफल यथा स्यात्,
याञ्चा सता सकलकामितकामधेनु ॥१४॥

(૧૫) હૃદયના દ્વાર તા. ૨૩-૧૨-૫૩

હૃદયના બારણા ઘણી વખત બંધ હોય છે અને ઘણી વખત ખુલ્લા હોય છે એ બારણા આગળ એક ચોકીદાર પણ ઊભો રહે છે. એ વફાદાર છે કે નહિ એ વાત જવા દો પણ એની હુશ્યાઈ ઘણી છે

હૃદયમા કોને પેસવા દેવા અને કોને પેસવા ન દેવા એ હૃદયના માલીકના હાથની વાત નથી એ કાબૂ બારણે રાત-દિવસ ચોકી કરતા ચોકીદારોના હાથમા છે

માટે હૃદયના માલિકને નુકશાન કરનારાને માટે તે બારણા ખોલી દે છે અને હિત કરનારા માટે બારણા બંધ કરે છે

હૃદયમાંથી કેટલાકને વિદાય આપવાની હોય છે પણ ચોકીદાર તમને જવા દેતો નથી

એ ચોકીદાર છે મન હૃદયનો માલિક બારણા ઉપરની સત્તા પોતાના હાથમા લે અથવા ચોકીદારને પોતાનો હિતસ્વી બનાવી લે એટલુ થાય પછી તે હૃદયમા ગૂંજતુ દૈવી વાતાવરણ વિશ્વને એચવા માટે સમર્થ બનશે

प्रवेशं नो दत्ते गुणिगुणगणायात्मनि भृशं
प्रविष्टान् तान् बाढ प्रबलबलमं सारयति यत्।
महामोहोन्मोदान् अनभिलषिता दैदायति तद्
विधेय स्वाधीनं शमभिलषता चित्तमचिरात् ॥ १५ ॥

(૧૬) ઉચાટ મા. વ. ૩ બુધ, તા. ૨૩-૧૨-૫૩

ઉચાટ એટલે ચિંતા, ફીકર જીવને ઘણી વખત ઉચાટ થાય છે રાતની રાતો અને દિવસના દિવસો કેટલીક વખત

ઉચાટમાં-ચિંતામાં-ફીકરમાં એમ ને એમ ચાલ્યા જાય છે નથી રાતે ઊંઘ આવતી કે નથી દિવસે કામ સૂઝતું

પણ

જીવ જે ઉચાટ કરે છે તે કોના માટે અને શા માટે એ નથી સમજાતું જો તે પારકા માટે કરતો હોય તો ખરેખર મૂર્ખ છે અને પોતાના માટે કરતો હોય તો તેના જેવો કોઈ ડાહ્યો નથી પોતાના માટે ઉચાટ જરૂર કરવા જેવો છે ને પારકા માટે બીલકુલ કરવા જેવો નથી પારકી ચિંતા છોડીને પોતાની ચિંતા-ફીકર કરવી કે જેથી કાંઈક લાભ થાય

चिन्तां करोषि विविधामवहाय निद्रा,
कस्मै त्वयेयमिति भ्रातः विचारणीयम्।
यस्मै न ताम् तव तथा तव यम् समस्ति,
तस्मै कृते सततमाचर धर्मचिन्ताम् ॥ १६ ॥

(૧૭) લક્ષ્મીને લાત મારો તા ૨૩-૧૨-૫૩

તમને લક્ષ્મી પણ વહાલી છે એટલે તમને કોઈ કહે કે 'લક્ષ્મીને લાત મારો' તો તમને એ વ્યાજબી નહિ લાગે પણ તમને એ લાત મારે છે ને તમે તેને પંપાળો છો-એ તમે કેટલા મૂઢ છો? તમે કહેશો કે અમે લક્ષ્મીની પૂજા કરીએ છીયે-જેને પૂજીએ તેને લાત કેમ મરાય? તમારો પ્રશ્ન વ્યાજબી છે પણ લક્ષ્મીને લાત મારો એનો અર્થ એ નથી કે હીરા-મણિ-માણેક-સોનુ-રૂપુ, નોટુ-રૂપિયા-પૈસા એ સર્વનો ઢગલો કરીને લાત મારો, લાત મારવી એટલે જેમ કોઇને લાત મારીએ એટલે તે દૂર દૂર જઈને પડે તેમ તમારી લક્ષ્મી દૂર દૂર જઈને પથરાએલી હોય, એ હવે તમારી ન રહી હોય છતા તમારી ન મટી હોય,

ઉપર પ્રમાણે ન કરી શકો તો એટલું તો જરૂર કરજો કે એ તમને લાત ન મારી જાય એની લાત તમને લાગશે તો તમારી દશા ઘણી બૂરી થશે એ લાત ન મારી જાય એટલા સાવધ જરૂર રહેજો.

लक्ष्मी प्रिया तदपि तां पदतो निहन्यात्,
प्राग्राहता भवति सा स्ववशा सदैव ।
नो चेत्रिय निजपदाहितिनिग्रहस्य, याद,
दूर गमिष्यति सदा तव किं महत्त्वम् ॥ १७ ॥



## (૧૮) લક્ષ્મીની લાત. તા. ૨૯-૧૨-૫૩

લક્ષ્મી લાત મારે છે, લક્ષ્મીની લાત વાગે છે, તે દેખાતી નથી, પણ તેનું પરિણામ દેખાય છે તે પરિણામ ઉપરથી-જેને લક્ષ્મીની લાત વાગી છે તે નહિ પણ બીજા-સમજુ માણસો જોઈ શકે છે, જાણી શકે છે કે આને લક્ષ્મીની લાત વાગી છે

લક્ષ્મી આવે છે ત્યારે આગળ-છાતીમા લાત મારે છે. તે લાત વાગવાથી માણસ અક્કડ થઇ જાય છે નીચે જોઇ શકતો નથી અદ્ધર જોઇને જ તે ચાલે છે તેવા લક્ષ્મીની લાત જેને છાતીમા વાગી છે એવા માણસો આ જગતમા ઘણા જોવા મળશે.

પણ,

તે કરતા એ-હજારોગણા માણસો એવા જોવા મળશે કે જેને લક્ષ્મીની લાત પીઠ ઉપર વાગી છે. લક્ષ્મી જાય છે ત્યારે પીઠ ઉપર લાત મારતી જાય છે. તે લાતથી માણસ બેવડ વળી જાય છે તે ઉચુ જોઈ શકતો નથી (પાછળ

પડેલી લાતની પીડા અસહ્ય હોય છે આગળ લાગેલી લાત ઉન્માદ ચડાવે છે ત્યારે પાછળ લાગેલી લાત વિષાદ-ખેદ-દુ:ખ ઉપજાવે છે

આ બે લાત મારવાને કારણે લક્ષ્મીને દો લત કહેવામ આવે છે તમે સમજુ હો તો સાવચેત રહેજો કે લક્ષ્મ તમને આગળ કે પાછળ લાત ન મારી જાય લક્ષ્મીને તમે લાત મારતા શિખો તો તે તમને લાત માર શકશે નહિ

उरसि चरणतो निहत्य लक्ष्मी-
रायाति तत्र न जन परमीक्षते ना ।
पीठ निहत्य पदन गच्छतीव
तेनाध्र्व मीक्षितुमनीशतरो दरिद्र ॥ १८ ॥



(૧૯) ચન્દનના કોલસા ના ૨૯-૧૨-૫૩

એક ભિક્ષુ જગલમા રહેતો હતો લાકડાના કોલસ પાડીને શહેરમા વેચી આવતો ને ગુજરાન ચલાવતો એક દિવસ એક ભૂલો પડેલો રાજા જગલમા તેને ત્યા આવ ચડ્યો ભિક્ષુએ રાજાની આગતા-સ્વાગતા કરી રાજા ખુશ થયો ને ભિક્ષુને એક વિશાળ ચદનના ઝાડોવાળો બગીચો બગલા સાથે બક્ષીસ આપ્યો એકાદ વર્ષ બાદ રાજા ભિક્ષુને મળવા આવ્યો ને પૂછ્યુ 'કેમ છે?' ભિક્ષુએ કહ્યુ 'ઘણો સુખી છુ' રાજાએ આજુ-બાજુ જોયુ તો બગીચો મેદાનમેદાન થઈ ગયો હતો ભિક્ષુએ કહ્યુ 'પહેલા તો લાકડા મહામુસીબતે-ઘણી મહેનતે વીણી વીણીને લાવવા પડતા હતા હવે અહીં ઘણા ઝાડ છે એટલે મહેનત નથ

પડની ? રાજાએ તે ઝાડના લાકડાનો એક ટુકડો આપીને બજારમા મોકલ્યો નાના ટુકડાને વેચવાથી તેને ઘણુ ધન મળ્યુ તે આશ્ચર્ય પામ્યો આ બધા ઝાડ ચદનના હતા એ રાજાએ સમજાવ્યુ ભિલ્લ શોક કરવા લાગ્યો પણ હવે શુ થાય ? ઘણા-ખરા ઝાડ તેણે બાળી નાખ્યા હતા

ભિલ્લ એ જીવ છે રાજા એ ધર્મ છે આજુબાજુની સારી સામગ્રી સહિતનો માનવ જન્મ એ ચદનના બગીચા વાળો બગલો છે ભિલ્લ જેવો મૂર્ખ જીવ એ સામગ્રીને બાળીને કોલસારૂપી ભોગમા વાપરે છે જ્યારે ધર્મ તેને સમજાવે છે ત્યારે દુખી થાય છે એવુ ન થાય માટે પહેલેથી ચેતી જવુ જરૂરી છે

चन्दनापवनं प्राप्य वृहत्यङ्गारकारकः ।
तथैव मोहमूढात्मा वृहति धर्मजीवनम् ॥ १९ ॥



## (૨૦) જમે-ઉધાર તા ૨૯-૧૨-૫૩

જરૂર છે આત્માની કમાણીનો ચોકખો હિસાબ લખનાર મુનીમની ચોપડામા ગોટાળો થયો છે જમે-ઉધારની ખબર પડતી નથી મૂડી શુ છે ? વેપાર નફાનો ચાલે છે કે નુકશાનનો ? લેણુ કેટલુ છે ને દેણુ કેટલુ ? એ કાઈ ખબર પડતી નથી બધુ છે છતા પેઢીને દીવાળુ કાઢવાનો વખત આવે એમ છે, માટે જરૂર છે હિસાબ ચોકખો કરીને સમજાવનાર મુનીમની આ ચોપડામા હવાલા નાખી શકાતા નથી એટલે મહેનત બહુ નથી પણ ચોપડો અટપટો બની ગયો છે એક વખત વ્યવસ્થિત જમે-ઉધાર થઈ જાય એટલે બસ

व्यापार विशद् दृष्या ना चेद्रायव्ययन्ता ।
क्षमेव भवद् ते तेनायव्ययविद् भव ॥ २० ॥



## (૨૧) શત્રુઓથી સાવધ રહો તા ૩-૧-૫૪

૧ તપશ્ચર્યા કરતા હો તો ક્રોધ તેનો શત્રુ છે
૨ જ્ઞાન ભણતા હો તો માન તેનો શત્રુ છે
૩ દાન દેતા હો તો વાહ-વાહ તેનો શત્રુ છે
૪ ધર્મ કરતા હો તો દંભ તેનો શત્રુ છે

આમ સારા સારા ગુણોની પાછળ શત્રુઓ છૂપા રહ્યા હોય છે તે તે ગુણો મેળવવા ઇચ્છનારે તે તે શત્રુઓને ઓળખી લેવા જોઇએ અને તેનાથી ચેતતા રહેવુ જોઇએ, નહિ તો તે તે શત્રુઓ તે તે ગુણો મળ્યા છતા-તેને કિંમત વગરના કરી મૂકે છે માટે શત્રુઓથી સાવધ રહો

क्रोधात्तपो महाज्ञान, ज्ञान त्याक्षमदा मनात् ।
दम्भाद् धर्मं सदा रक्षेत् सद्गुणान् ननु शावत ॥ २१ ॥



## (૨૨) એક ને એક કેટલા ? તા ૩ ૧-૫૪

'એક ને એક કેટલા ?' એ પ્રશ્ન ગણિતનો છે એ પ્રમાણે વ્યવહારનો પણ છે ગણિતનો સામાન્ય વિદ્યાર્થી પણ તુરત જ ઉપરના પ્રશ્નનો જવાબ આપી શકે કે એક ને એક-બે પણ એ જવાબ એક અપેક્ષાએ સાચો છે પણ બીજી અપેક્ષાએ સાચો નથી એક ને એક-અગીઆર એવો પણ જવાબ બીજી અપેક્ષાએ આવે છે એકની નીચે એક મૂકીએ તો બે થાય પણ એકની બાજુમા એક મૂકીએ તો (અગીઆર)

૧૧ થાય એક ને એકે ગુણીએ તો એક જ જવાબમા આવે અને એક ને એકે ભાગીએ તો શેષ ૦ રહે

વ્યવહારમા કોઈપણ બીજા એકને નીચે રાખીને સરવાળો કરશો તો-કાર્યક્રમ બમણુ થશે બીજા એકને તમારી સમાન ગણી તમારી બાજુમા બેસાડશો તો તમે એક હશો છતા તમારી સાથે એટલા બીજા એકની સહાયથી તમે ૧૧ જણ જેટલુ કાર્ય સાધી શકશો તમે બન્ને એક બીજા સામ-સામા ગુણાકારમા ઉતરશો તો કાર્ય-એક જેટલુ થશે અને સ્પર્ધા-ખોટી ઇર્ષાથી એક બીજાનુ કાર્ય ભાગી નાખવા તત્પર થશો તો પરિણામ શૂન્ય આવશે હવે વિચાર કરીને વર્તન કરજો ને જવાબ આપજો કે એકને એક કેટલા?

एकैकस्य योगे स्याद् द्वौ चैकादश वस्तुत ।
एकादश भवेदेय्‌-मेकमेकेन योजयेत् ॥ २२ ॥

(૨૩) દાન અને નાદાન તા ૬-૧-૫૪

દાન લક્ષ્મીનુ થાય છે, દાન અન્નનુ થાય છે.
દાન પાણીનુ થાય છે, દાન જ્ઞાનનુ થાય છે
દાન પ્રાણનુ થાય છે દાન કીર્તિ માટે થાય છે
દાન પ્રેમ માટે થાય છે, દાન ધર્મ માટે થાય છે

દાન સહુ કોઇ કરે છે, કોઇ પણ દાન ન કરતુ હોય એવુ બનતુ નથી કોઇ સારી વસ્તુઓનુ દાન કરે છે તો કોઇ ખરાબ વસ્તુઓનુ દાન કરે છે કોઈ સારી વસ્તુઓનુ દાન સારી રીતે કરે છે તો કોઇ ખરાબ રીતે કરે છે એ પ્રમાણે ખરાબ વસ્તુઓનુ દાન પણ સારી રીતે કરાય છે અને ખરાબ રીતે કરાય છે

સારી વસ્તુઓનું સારી રીતે દાન કરનાર દાતાર-દાનેશ્વરી કહેવાય છે ને તે ધર્મ-કીર્તિ-પ્રતિષ્ઠા મેળવે છે ને પરંપરાએ પરમ સુખી બને છે ને સિવાયના દાન કરનારાઓ નાદાન છે તેઓ દાન કરીને નાદાની મેળવે છે, પરંપરાએ પોતે દુઃખી થાય છે ને બીજાઓને દુઃખી કરે છે

दान निदान परम प्रधानं, त्रिधा त्रिगुणया विहितं हितानाम्।
नानाविध तद् रहितं त्रिगुण्या, ममायिनां राति दुरन्त दुःखं ॥२३॥

✠

## (૨૪) એ કઈ જાતના પ્રાણી? તા. ૬-૧-૫૪

એક મહાન જીવશાસ્ત્રના જાણકાર જુદી જુદી જાતના જીવો વિષે સમજાવતા હતા. તેમની સમજાવવાની પદ્ધતિ એવી સુન્દર હતી કે એ રીતે જીવોનું જ્ઞાન મેળવ્યું હોય તો જીવોને જાણવામાં મહેનત ન પડે

એ મહાન જ્ઞાની પણ એક વખત મૂંઝવણમાં પડી ગયા તેમની મૂંઝવણ નીચે પ્રમાણે હતી

૧ વનસ્પતિ આદિ અમુક ઋતુમાં અમુક પ્રકારનો આહાર કરનારા છે તે એક જાત

૨ નાના નાના જંતુઓ નિયમિત રીતે આહાર કરનારા છે. તે એક જાત

૩ અમુક પશુ-પક્ષીઓ રાતે જ આહાર કરનારા છે તે એક જાત

પણ

આ કઈ જાતના પ્રાણીઓ છે? કે જેઓ આહાર કરવામાં-ખાવામાં કોઈ વ્યવસ્થા જાળવતા નથી દરેક વસ્તુ

ખાવા લાયક છે ને દરેક સમય ખાવા યોગ્ય છે એમ માનીને ગમે ત્યારે ગમે તે ખાય છે એ પ્રાણીને કઈ જાતમાં મૂકવા- એ તેમની મૂંઝવણ છે

जीवन्ति जीवा विविधा जगत्या-
माहारचर्यानियमं चरित्वा ।
यत्तद् यथाकाममनन्तरं ता
अश्नन्ति ते केन न निर्बोधयाम ॥ २४ ॥

❋

## (૨૫) ખાવાનું શાસ્ત્ર  તા ૬-૨-૬૪

જીવને ખાધા વગર ચાલતું નથી દરેક જણને ખાવું પડે છે, ખાનાર ભૂખ્યો છે માટે ખાય છે એ ખરેખર સાચું નથી ખાવાની તેને લત છે—આદત છે માટે ખાય છે તે જેટલું ખાય છે તે બધું તેને પચી જાય છે એમ પણ નથી ખાય છે તેમાંથી બહુ જ ઓછું પચે છે ખાનાર જે જે ખાય છે તે તે ખાવા લાયક હોય છે એમ પણ નથી નહિ ખાવા લાયક પણ તે ઘણું ખાય છે ખાનાર ખાવાને સમયે જ ખાય છે એમ નહિ, ક-સમયે વારંવાર ખાય છે

આ બધાનું પરિણામ એ આવ્યું છે કે જીવ ભયંકર રોગોનો ભોગ થઈ પડ્યો છે હવે એ રોગો વધતા અટકાવવા હોય રોગો ઓછા કરવા હોય, તદ્દન નિરોગી થવું હોય તો તેને ખાવાનું શાસ્ત્ર જાણવાની જરૂર છે ને શાસ્ત્ર તેને સમજાવશે

૧ ખરી ભૂખે ખાવું ૨ ખાવા લાયક ખાવું ૩ પચે તેટલું ખાવું ૪ ખાવાને સમયે ખાવું ૫ ખાવાની રીતે ખાવું

રોજ ખાવું પડે છે તો જરૂર ખાવાના શાસ્ત્ર શીખો ને રોગનો ભોગ બનતા અટકો

भो नर! मानव त्यक्तु, यद्यपि स्वमनोऽज्वरः ।
यथ विधि निधि ह्यात्वाऽऽहार रत्वा सुनी भर ॥ २५ ॥

## (૨૬) ઝેરી હવા તા. ૧૧-૧-૫૪

હવામા જ્યારે રોગના જંતુઓ પેસી જાય છે ત્યારે તેનાથી બચવુ ઘણુ મુશ્કેલ થઇ પડે છે રોગની હવાનો અનુભવ દરેકને થયો હોય છે ભાગ્યે જ કોઇ તેનાથી અજાણ હશે

હમણા હમણા રોગના-અમુક રોગના-મરકીના, મેલેરીયાના તાવના, કોલેરાના વાયરા વાય છે-એ પ્રમાણે વ્યવહારમા વારંવાર વાતો થતી હોય છે

એ જ પ્રમાણે હવામા એક ઝેર એવુ પેસી જાય છે ને કેટલીક વખત એ હવામા પેસી ગયેલુ ઝેર એટલુ સ્થાન જમાવી બેઠુ હોય છે કે તે દૂર કરી શકાતુ નથી એ ઝેરની અસર મન ઉપર થાય છે, એ ઝેરથી મન ખરાબ થાય છે, મનમા રોગો થાય છે અને એ રોગો મરકી ને કોલેરા કરતા પણ ભયંકર નીવડે છે એ ઝેરી હવાથી બચવાની ખાસ જરૂર છે

चराचरं चरत्यत्र, वायवो विषमिश्रिता ।
कुर्वंति व्याधिमाधिश्च तद्वात्मान तनोऽवतात् ॥ २६ ॥

## (૨૭) રોગને તુરત દૂર કરો: તા. ૧૧-૧-૫૪

રોગો શરીરના, મનના અને આત્માના એમ ત્રણ પ્રકારના છે

શરીરમા રોગ થાય છે ત્યારે તેનો ઇલાજ કરવાનુ મન તુરત થાય છે તે રોગ દૂર કરવાને શ્રીમ તાઇ અને શક્તિ પ્રમાણે દરેક જણુ ઘણુ ઘણુ કરી છૂટે છે

મનના રોગો દૂર કરવા માટે થોડોઘણો પ્રયાસ થાય છે, પણુ તે માટેની અસરકારક દવા લેવા મન પોતે તૈયાર નથી એટલે એ રોગથી પીડાયા કરે છે તેની કાળજી લેવાની જરૂર છે–તેમ છતાએ—

આત્માના રોગો તરફ તો ધ્યાન પણુ નથી ગયુ જે રોગો–તમામ રોગોનુ મૂળ છે એ રોગ દૂર કરવામા આવે તો કોઇપણુ જાતના રોગથી ડરવાનુ રહે નહિ

એ રાગોને પહેલા ઓળખવા, પછી સારા જાણુકાર પાસે ઇલાજ કરાવવો

કેટલાક તો આત્માના રોગને રોગ જ સમજતા નથી ઉલટા તેથી ખુશ થાય છે તેનુ શુ ? ખરેખર તેઓ દયા-પાત્ર છે

દરેકના આત્મા રોગથી મુક્ત બને-એ વિચારણા કરતા પહેલા પોતાના આત્માને રોગથી થોડો પણુ બચાવવા યત્ન કરવો જરૂરી છે

रोग पुरोग पुरमध्यवर्ती, सम्यग् भिषग्दर्शितभैषजेन ।
यत्नेन दूरीक्रियते तथैव, याग समाधाय हृदात्मरोगम् ॥२७॥



## (૨૮) જો લક્ષ્મી મેળવવી હોય તો તા. ૧૨-૧-૫૪

જો, તમારે લક્ષ્મી મેળવવી હોય, પૈસા-ધન-દોલત સ પત્તિ જોઈતી હોય, લક્ષાધિપતિ અને ક્રોડાધિપતિ થવુ હોય તો નીચેના ઉપાયોનો અમલ કરજો

૧ ભણવામાં આળસ ન કરવી.

૨ વાત કરવી અને લખવું–એ બે કામ સાથે ન કરવા

૩ પોતાના નામની દુકાનમાં બીજાની સત્તા ન રાખવી

૪ જ્યાં પોતાને જવાનું ન હોય ત્યાં નામ ન લખાવવું

૫ નામું લખવાના આળસ ન રાખવી

૬ સાથે દેવું ન કરવું–થયું હોય તો તેમાંથી જલદી છૂટા થવું

૭ પોતાના દેશમાં દુઃખ અને કષ્ટ હોય તો પરદેશ જવું 'આટલું' કરવાથી જરૂર લક્ષ્મી દેવી–લક્ષ્મી માતા તમારા ઉપર પ્રસન્ન થશે ઉપરના સાતમાંથી એક પણ બની શકે તેમ ન હોય તો છેવટનો એક ઉપાય એ છે કે 'ધર્મ' સાથે ખરા જિગરની દોસ્તી કરવી એટલું કરો ને પછી કહેજો કે વાત ખરી છે કે ખોટી'

> लक्ष्मीं यदीच्छसि तदा तव भाग्यलक्ष्मीं,
> धर्मं विधाय विशदं कुरु सत्पर-त्वम् ।
> मा चेत् करिष्यसि, यदि त्वमनन्तय न,
> लक्ष्मीस्त्वामभिवरना न तदा कदापि ॥२८॥

(૨૯) 'ચેતતા રહેજો' તા. ૧૨–૨–૫૪

કેટલાએક પદાર્થો એવા હોય છે કે તેનો પરિચય જીવને ઘણો મીઠો લાગે છે એનો સમાગમ શરૂમાં આનંદ આપે છે–ગમે છે કાંઈ તેનાથી નુકશાન નથી એમ દરેકને જણાય છે–પણ એ સત્ય નથી છેવટે જતાં તેના પરિણામ ઘણાં ગંભીર આવે છે તેનાથી ચેતતા રહેવાની ખાસ જરૂર છે તેમાંના કેટલાક નીચે પ્રમાણે છે

૧ જીભને મીઠુ-ગળ્યુ ખાવાની ટેવ.
૨ એક બીજાની તુચ્છ મશ્કરી કરવી
૩ પોતાની પ્રશંસા સાંભળીને ખુશ થવુ
૪ જુઠું બોલવુ
૫ જુગાર (નાનો કે મોટો) રમવો
૬ દુર્જન-નીચ-હલકા માણસની મૈત્રી
૭ માગવાની વૃત્તિ
૮ હરામચસકો
૯ આળસ-પ્રમાદની પરવશતા

આ નવ અને તેને મળતા બીજા જે કોઈ હોય તે સર્વથી ચેતતા રહેવુ

એ જરી પણ ભૂલ્યા તો પાછળથી પસ્તાવાનો પાર નહિ રહે માટે ભૂલવુ નહિ

द्यूत दुर्जनमित्रता मधुरता-स सिक्तभुक्ति मृषा,
यान्चामं यजनापहास्यमरति, व्यर्थं प्रशं सांश्रुतिम् ।
आलस्यं त्यज चित्तवित्तविफलं कुर्वन्ति दोषा अमी,
नेता नो रुचिरा विना हि रुचिरं, ज्ञानार्क तेजस्विन ॥२९॥

(૩૦) લક્કોડ શંખ                    તા. ૧૩-૨-૫૪

એક બ્રાહ્મણ હતો તેની પાસે એક નાની છીપલી હતી છીપલી દૈવી હતી બ્રાહ્મણ તેની રોજ પૂજા કરે ને છીપલી તેને એક સોનામહોર આપે

એક વખત બ્રાહ્મણ પરગામ ગયો ત્યા એક બીજા બ્રાહ્મણને ઘેર ઉતર્યો તે બ્રાહ્મણ ઠગ હતો સવારમા બ્રાહ્મણે પૂછીપત્રીની જા કરીને સોનામહોર મેળવી બ્રાહ્મણની છીપલી

પડાવી લેવાનું બીજા બ્રાહ્મણને મન થયું એટલે તેણે ઠગ વિદ્યા આદરી સાંજે બ્રાહ્મણ સાંભળે એ પ્રમાણે તેણે એક મોટા શંખની પૂજા કરીને ધન માગ્યું બ્રાહ્મણે કહ્યું- લાખ સોનામહોર દે' શંખે કહ્યું-લે બે લાખ એટલું કરી બ્રાહ્મણ બહાર આવ્યો છીપલીવાળા બ્રાહ્મણની દાનત બગડી રાતે તેણે છીપલી મૂકીને શંખ ઉપાડી લીધો ને સવારે પલાયન થઈ ગયો

ઘેર જઈને શંખની પૂજા કરીને લાખ સોનામહોર માગી- શંખે કહ્યું 'લે બે લાખ' બ્રાહ્મણે કહ્યું-લાવ, બે લાખ શંખે કહ્યું-લે ચાર લાખ આમ બમણું બમણું શંખ બોલતો હતો પણ દેવાનું કાંઈ નહિ બ્રાહ્મણે પૂછ્યું કે- આમ કેમ ?, ત્યારે શંખે કહ્યું કે- હું લફ્ફોડ શંખ છું- બોલું પણ કરું નહિ.-नाम्ना लफाडशंखोऽहं, वदामि न ददामि च। પછી બ્રાહ્મણ પૂરો પસ્તાયો

આવા લફ્ફોડશંખો જગતમાં ઘણા છે, તેથી ચેતતા રહેવું ને પોતે તેવા શંખ જેવા ન બનવું-થોડું પણ કરી બતાવવું વધારે પડતા લોભમાં પડવાથી છીપલી જાય છે ને લફ્ફો શંખ ભેટી જાય છે માટે લોભ ન કરવો

तथा कुरु यथा वक्षि, शुक्तिकेव यथायथम् ।
प्रलापं मा कृथा व्यर्थं यथा शङ्खो लफाडक: ॥ ३० ॥

(૩૧) ત્રણ વાંદરા તા. ૧૬-૧-૫૪

જાપાન અને ચીનમાં ત્રણ વાંદરાનું રમકડું થાય છે હવે તો તે ત્રણ વાંદરા ભારતમાં પણ પ્રસિદ્ધ થઈ ગયા છે એ ત્રણ વાંદરામાં, પહેલો વાંદરો પોતાના બન્ને કાન આડા

હાથ દઈને બેઠો છે, બીજો વાદરો પોતાની બન્ને આખો આડા હાથ દઈને બેઠો છે અને ત્રીજો વાદરો પોતાના બન્ને હાથવડે હોઠ બીડીને બેઠો છે.

આ ત્રણે વાદરાઓ એ પ્રમાણે રહીને ઘણુ ઘણું સમજાવી જાય છે પહેલો વાંદરો કહે છે કે નહિ સાંભળવા જેવું સાભળવાને મારા કાન બંધ છે બીજો વાદરો કહે છે કે નહિ દેખવા જેવુ જોવાને મારી આખો બધ છે ત્રીજો વાદરો કહે છે કે નહિ બોલવા જેવુ બોલવાને મારા હોઠો બધ છે.

આ પ્રમાણે કાન આખ અને મોઢા ઉપર કાબૂ આવી જાય તો વિશ્વમા થતા અનર્થો કેટલા ઓછા થઈ જાય વિશ્વના અનર્થો ઓછા થાય કે ન થાય પણ પોતાના અનર્થો ઓછા કરવા માટે જરૂર કાન-આખ અને હોઠ ઉપર કાબૂ મેળવી લેવો

सकर्णानां कर्णौ सुदृढपिहितौ श्रातुमहित,
तथा नेत्रे अन्धे विहतिजनकं द्रष्टुमसितम् ।
जडा जिह्वा धन्तु परदुरितमाकीर्णरहित,
नरैरित्थं धार्यं स्वहृदि सतत वानरकृतैः ॥३१॥

(૩૨) ચાર પૂતળીઓ તા ૧૮-૧-૫૪

એક રાજાએ સારા કારીગર પાસે ચાર પૂતળીઓ કરાવી એ ચાર એક સરખી-જરી પણ ફેરફાર બહારથી ન દેખાય રાજસભામા એ ચાર પૂતળીઓ રાખીને ત્યા બાજુમા પાટીયા ઉપર લખાવ્યુ કે આ ચારમા એક પૂતળી લાખ સોનામહોરની છે—તે કઈ છે તે શોધી કાઢશે તેને રાજા

મારુ ઇનામ આપશે રોજ હજારો માણસો આ જોવે ને પારિખુ વાચે પણ કોઈને સૂઝ ન પડે ચારે સરખી લાગે

એક બુદ્ધિમાન પરદેશથી ત્યા આવ્યો ને તેણે તે ચાર પૂતળીઓની પરીક્ષા કરી

૧ પહેલી પૂતળીના કાનમા દોરો નાખ્યો પણ તે અટકી ગયો, આગળ ગયો જ નહિ

૨ બીજી પૂતળીના કાનમા દોરો નાખ્યો તો તે સીધે સીધો બીજા કાનમાથી બહાર આવ્યો

૩ ત્રીજી પૂતળીના કાનમા દોરો નાખ્યો તો તે કાનમાંથી નીચે ઉતરી મોઢેથી બહાર નીકળ્યો

૪ ચોથી પૂતળીના કાનમા દોરો નાખ્યો તો તે સીધો પેટમા ઉતરી ગયો, બહાર ન નીકળ્યો

એક સરખી જણાતી પૂતળીઓમા જે ભેદ હતો તે બુદ્ધિમાને શોધી કાઢ્યો અને પેટમા ઉતરનાર દોરાવાળી પૂતળી લાખ સોનામહોરની છે એમ તેણે રાજાને કહ્યુ ને ઇનામ મેળવ્યુ ઉપદેશ સાભળનારા—કેટલાક પહેલી પૂતળી જેવા હોય છે, તેઓના કાનમા કઇ પેસતુ જ નથી બીજી પૂતળી જેવાઓના એક કાનમા પેસે છે ને બીજા કાનમાથી બહાર નીકળી જાય છે ત્રીજી પૂતળી જેવાઓ સાભળીને મોઢેથી બહાર કાઢી નાખે છે જ્યારે ચોથી પૂતળી જેવાઓ સાભળીને પેટમા ઉતારે છે—પચાવે છે, તેઓ કિંમતી છે બાકીના સાભળે તો'ય શુ ને ન સાભળે તો'ય શુ ? ઉપદેશ-શ્રવણ કે બીજુ કાંઇ સાભળવુ તે ચોથી પૂતળી માફક સાભળવુ કે જેથી પચે ને તેનુ ફળ મળે

श्रूयते न श्रुत दूरी-क्रियते कर्णतो मुखात् ।
धार्यते स्वोदरे पाञ्चालिकावृत्तं विचार्य सत् ॥ ३२ ॥

(૩૩) દુરાગ્રહ તા. ૨૦-૧-૫૪

આગ્રહ સારો છે કે ખરાબ એ વાત જતી કરીએ તો પણ દુષ્ટ આગ્રહ વર્ગ્યા જ ખંગમ છે દુષ્ટ આગ્રહને દુરાગ્રહ કહેવામા આવે છે

૧ નકામી—જેનુ ઘણા સમય સુધી સેવન કર્યા છતા કાઈ પણ ફળ નથી મળતુ—એવી ક્રિયાઓ કર્યા કરવી—તેમા કાઇપણ પરિવર્તન કરવા તૈયાર ન રહેવુ એ દુરાગ્રહ છે.

૨ જે આચરણો એવા છે કે જેથી આત્માને પોતાને પૂરુ નુકશાન થાય છે—તે છોડવા નહિ—એ દુરાગ્રહ છે.

૩ પોતે કાઈક કરતા હોય—તેમા લાભ પણ હોય પણ તેથી વધુ લાભ મળે એવુ કોઈ સમજાવે તો તે સમજવા જેટલી પણ ખામોશ ન રાખવી એ દુરાગ્રહ છે

આમ આ દુરાગ્રહ નુકશાન કરનાર છે અને સારા લાભથી વચિત રાખનાર છે માટે તે સત્વર—તુરત છોડી દેવો એ દુરાગ્રહ ન જ છૂટતો હોય તો તેનો જ ભાઈ સદા ગ્રહ છે તેને બોલાવો એટલે દુરાગ્રહ ચાલ્યો જશે દુરાગ્રહને તો દૂર કરવો જ જોઈએ

अहित हृदये घृणा, नैव धार्यं दुराग्रहान् ।
यत श्रेयोहर' काम, दुस्त्याज्यो दुराग्रह ॥ ३२ ॥



(૩૪) સમયની બરબાદી તા. ૨૦-૧-૫૪

સમય કિમતી છે Time is money સમય એ સોનુ છે, એ પ્રમાણે સાભળવામાં તો ઘણી વખત આવે છે પણ એ સમયનો સદુપયોગ બહુ ઓછો જોવામા આવે છે સાધારણ રીતે ખાવાપીવા—સૂવા—બેસવામા જે સમય જાય છે તે

નો જાય છે, તેને માટે એમ પણ કહેવામા આવે કે તે કર્યા વગર તો ચાલે તેમ નથી પણ એ સિવાયનો કેટલો સમય નકામો જાય છે તે કોઈ કદી પણ ગભીર રીતે વિચારતુ નથી.

આપણે ચાલ્યા જતા હોઇએ અને કોઈપણ આપણા ઓળખીતા મળે-આપણે તેને બોલાવીએ કે તે આપણને બોલાવે તે તો વ્યાજબી છે પણ કાઈ ખાસ ન હોય છતા અલક-મલકની આડી-અવળી વાતો કાઢીને અડધો-પોણો કે આખો કલાક ઊભા ઊભા જ કાઢી નાખીએ,-આવો સમય કેટલો નકામો જાય છે તે વિચારવા જેવુ છે-ગભીર રીતે વિચારવા જેવું છે આઓમા તો આ સમયની બરબાદીએ ઘર ઘાલ્યુ છે એ સમયની બરબાદી થતી અટકી જાય તો ધન કરતા પણ મોટો બચાવ છે તેમા ઉન્નતિનુ મૂળ સમાયુ છે થોડો થોડો પણ સમય બચાવો અને તેના સુન્દર પરિણામ અનુભવો

विकथाक्लेशजल्पादि-वार्तासु समयं नयन् ।
नात्महितमवाप्नोति, चिनोति कर्मसञ्चयम् ॥ ३४ ॥

(૩૫) સગ તેવો રંગ તા ૨૦-૧-૫૪

સારાનો સગ કરવાથી સારા સસ્કારો મળે છે નઠારાનો સગ કરવાથી ખરાબ સસ્કારો મળે છે મન ખરાબ થતુ હોય છતા સારા માણસોના સમાગમમા રહેનાર માણસ ખરાબ ભાષા અને ખરાબ વર્તનથી બચી જાય છે પરિણામે તેનુ મન પણ સારુ થાય છે ને સારો ગણાય છે

ખરાબની સોબત કરનાર સારો હોય તો પણ જતે દહાડે ખરાબ બની જાય છે,

પોપટના બે બચ્ચાની વાત છે એક જ માતાના બે બચ્ચાઓ, તેને એક શિકારીએ પકડ્યા, એક ઋષિને આપ્યુ ને બીજુ ભિલ્લ-ચોરોને આપ્યુ

એક રાજા વનમા પોતાના મંત્રી વગેરે સાથે ગયો, ઋષિના આશ્રમમા ગયો ત્યારે પોપટના બચ્ચાએ રાજાનો મધુર શબ્દોથી સત્કાર કર્યો, રાજાને આવકાર્યો. આગળ વધતા ભિલ્લોના ઝૂંપડા પાસે આવ્યો ત્યારે બીજા પોપટના બચ્ચાએ તેને સરસ્વતીઓ-ગાળો સંભળાવી એક સરખા બન્ને પોપટોને જોઇને રાજા વિસ્મય પામી ગયો પાછો ફર્યો ત્યારે ફરી ઋષિનો આશ્રમ આવ્યો ત્યા ફરી પ્રથમ પોપટે રાજાને સત્કાર્યો રાજાના મનનો સદેહ દૂર કરવા પોપટે કહ્યુ કે-રાજન્! હુ અને તે બન્ને ભાઇઓ છીએ ફરક એટલો જ છે કે હુ ઋષિ-મુનિને ત્યા રહુ છુ અને તે ભિલ્લને ત્યા રહે છે अहं च स च राजेंद्र! मेहाद्गावुभावपि। अहं मुनिभिरानीत, स च नीतो गवाशनै ॥ १ ॥ માટે-સારાની-સંગતિ કરવી અને તેના સારા ફળો મેળવવા.

सतसङ्गाच्छुचिसंस्कारा, विपरीता कुसङ्गते ।
ग्रिम ध्य शुकयोर्वृत्त मेन्य सद. सता, सदा ॥२५॥

⊠

## (૩૬) જીભની જવાબદારી તા. ૨૫-૧-૫૪

જીભ બે કામ કરે છે, ખાય છે ને ગાય છે (બોલે છે) જીભ ખાય છે તેની જવાબદારી પેટે ઉપાડી લીધી છે જીભ ખાય તેના નફા-નુકશાનનો હિસાબ ચોવીશ કલાકમા પેટ આપી દે છે, ખાટુ-ખારૂં, તીખુ-તમતમતુ, ગળ્યુ-મોળુ, ભારે-હલકુ ગમે તે જીભ ખાય એનુ જવાબદારી પેટની છે

પેટ દુખે પેટ ફૂલે જીભનુ આપેલુ પેટ ને સઘરે–પાછુ વાળે એમ નુકશાનો પેટ દેખાડે છે, પેટ હળવુ ફૂલ રહે, પેટ કોઈ પણ જાતની ફરિયાદ ન કરે એ લાભ દેખાડે છે એમ ખાવાની બાબતમા પેટ તુરત જ હિસાબ આપે છે પણ બોલવાની બાબતમા જીભની જવાબદારી કોઈ લેતુ નથી એનુ પરિણામ એ આવ્યુ છે કે જીભ ગમે ત્યારે ગમે તે બોલ્યા કરે છે અરે ! ઘણી વખત તો જીભ બોલે છે, તે એવુ બોલે છે કે તેનુ બોલ્યુ તેને પોતાને ગમતુ નથી ખાવાના વેપાર કરતા જીભનો બીનજવાબદારીવાળો આ બોલવાનો વેપાર ઘણો જ નુકશાનીવાળો છે એ વેપાર એકદમ બધ કરવાની જરૂર નથી જરૂર છે ફક્ત તેની જવાબદારી કોઇને સોપવાની એ જવાબદારી સોપી શકાય તેવુ કોઈ હોય તો તે સમજુ મન છે મનને સમજુ બનાવીને જીભના બોલવાના ખાતાની જવાબદારી તેને સોપી દો ને પછી ગમે તે બોલો તમારો બધો વ્યાપર નફામા આવશે

जिह्वा यस्य वशे तेन, त्रिजगित्र वशीकृतम् ।
निदृश्यता यो जशीभूत–स्तस्य कष्ट पदे पदे ॥ ३६ ॥

✠

## (૩૭) હિંસા કરતા હિંસાના વિચારો ભયકર છે.

તા ૨૫–૧–૧૯૫૪

સર્વ પાપનુ મૂળ હિંસા છે જીવમા એક ખોટી માન્યતા જડ ઘાલીને બેઠી છે કે જીવવુ હોય તો હિંસા કરવી જ જોઇએ હિંસા વગર જીવી શકાય જ નહિ એ મિથ્યા વિચારણાને લઇને જીવ જીવને મારે છે ને જીવવાનો પ્રયત્ન

કરે છે એવી માન્યતાવાળાનુ જીવન વધે છે એ ખોટુ નથી પણ તે સસારનુ અશુદ્ધ અને દુખી જીવન

હિંસાને—આવી દુખદાયી હિસાને દૂર કરવાને માટે હિસા જરૂરી છે-અનિવાર્ય છે-તે સિવાય ચાલે નહિ એ વિચારો દૂર કરવા જોઇએ એ વિચારો હિસાના ધરના છે, એ વિચારો ભયકર છે એ હિસાના વિચારોએ જ સ્વર્ગ સમા સસારને નરક જેવો કરી મૂક્યો છે તમે જે વિચારોથી બીજાની હિસા કરો છો અને કરશો-તે જ વિચારોથી બીજાઓ તમારી હિસા કરે છે અને કરશે સર્વ અનર્થ એમાથી જન્મે છે અને જન્મશે માટે હિસાના વિચારોને નાબૂદ કરો

जीवघातात् तदीयोऽसत्-सकम्पश्चेतसा कृत ।
ददाति दुरसह दुःख, तस्मात्त सत्त्वं त्यजेत् ॥ ३७ ॥

## (૩૮) રૂપાળા બાપનો કદરૂપો છોકરો

તા ૨૫-૧-૧૯૫૪

આ કદરૂપા છોકરાથી વિશ્વ ત્રાસી ગયુ છે એ છોકરાને દૂર કરવાને માટે નાનાથી માડી મોટા સુધીના બધાયે રાત-દિવસ મહેનત કરે છે-પણ એ દૂર થતો નથી-દૂર થવાને બદલે વધુ ને વધુ પડખામા પેસે છે એ છોકરાને મારી નાખવા માટે ઘણા પ્રયત્નો કરાયા છે-પણ તે જ પ્રયત્નો તેને અજર-અમર કરનારા બને છે આ છોકરાથી બચવાનો કોઇ ઉપાય વિશ્વને જડતો નથી

એ કદરૂપા છોકરાનુ નામ છે–'દુ.ખ'

એ છોકરો દૂર નથી થતો તેનુ કારણ જગતને નથી

સમજાયુ એ કારણ હાથમા આવી જાય તો એક ક્ષણમા તે ચાલ્યો જાય એનુ કારણ એ છે કે-એ છોકરાનો બાપ ઘણો જ કૂપાળો છે જગત્‌ને છોકરા નથી ગમતો પણ તેનો બાપ બહુ જ ગમે છે છોકરાના બાપને લોકો હોશે હોશે ઘરમા ઘાલે છે-એટલે ગાયની પાછળ વાછરડુ જાય-એમ બાપ પાછળ એ બેટો ઘરમા આવે એમા નવાઇ શુ ? એ કદરૂપા છોકરાના બાપનુ નામ છે 'પાપ દુ ખરૂપી કદરૂપો છોકરો ન ગમતો હોય તો 'પાપ'રૂપી તેના બાપને પ્રથમ દૂર કરો-ભલે તે તમને પ્રિય હોય પણ તેને લઇને તેની સાથે જ તેનો છોકરો તમારો કેડો નહિ મૂકે જો દુ ખ દૂર કરવુ હોય તો પાપથી બચો

> कद्रपाऽय शिशुरसस्य पिता रूपमनोरम ।
> दुरित दयित लोक, तज्ञ दुरव नु विप्रियम् ॥ ३८ ॥



## (૩૯) દોષ અને ગુણના જોડકાં તા. ૨૭-૧-૫૪

જગતમા દોષો જેટલા છે તેટલા ગુણો પણ છે એક દોષની સામે તેના જેવો જ ગુણ છે તે તે દોષ દૂર કરવાની ઇચ્છાવાળાએ તેને લગતો ગુણ કેળવવો-તે ગુણનો પરિચય કરવો એટલે દોષ આપમેળે ચાલ્યા જશે

તેવા કેટલાએક દોષ અને ગુણના જોડલાઓ નીચે પ્રમાણે છે

૧. ક્રોધ અને તેજ ૨ માન-અભિમાન અને સ્વમાન

૩ માયા અને હોશિયારી ૪ લોભ અને પ્રગતિ-ઉન્નતિ માટે સતત ઉદ્યમ

૫ કંજુસાઈ અને કરકસર ૬ ઉડાઉપણું અને ઉદારતા
૭ નિર્માલ્યતા અને સરલતા ૮ વાચાળતા અને વક્તૃત્વ
૯ કામ-રાગ અને ભક્તિ રાગ ૧૦ વાસના અને ઉપાસના

૧૧ પરવશતા અને વિનય ૧૨ મજૂરી અને સેવા

આમ દરેકની સામી બાજુ છે પહેલા જણાવ્યા છે તે દોષ છે અને પછીથી જણાવ્યા તે ગુણ છે બન્નેની ક્રિયા-અને પ્રક્રિયા લગભગ સરખી છે એટલે તેવા પ્રકારનું વર્તન કરવુ જ છે તો શા માટે ગુણરૂપે ન કરવુ ગુણને મેળવો અને તેના લાભ કેવા મળે છે તે અનુભવો.

> यावन्त सद्गुणा दोषा-स्तावन्तस्तादृशा श्रुता ।
> सूक्ष्मबुद्ध्या परीक्ष्यैव, ग्राह्या गुणा न दुर्गुणा ॥ ३९ ॥



## (૪૦) બે બૈરીનો ધણી તા. ૨૯-૧-૫૪

એક ચોર હતો ચોરી કરતા પકડાઈ ગયો રાજા પાસે તેણે પોતાનો ગુન્હો કબૂલ કર્યો રાજાએ શિક્ષા દેવાની શરૂઆત કરી ત્યારે ચોરે હાથ જોડીને એક વિનતિ કરી કે-'મને ગમે તે શિક્ષા કરજો-તે બધી હું સહન કરીશ પણ મને 'બે બૈરીનો ધણી' ન બનાવતા" રાજાએ પૂછ્યું "શા માટે એમ કહે છે ?" ચોર કહ્યુ, ' હું આજે એ બે બૈરીના ધણીનુ નાટક જોતા જોતા તો પકડાઈ ગયો છુ એક ઘરમા હું ચોરી કરવા ગયેલો, ત્યા મે એકને કે જે તે ઘરનો માલિક હતો તેને ડાદર વચ્ચે એ ચાતો-છોલાતો જોયો એને બે બૈરીઓ હતી એક માળ ઉપર રહેતી હતી

અને એક નીચે, તે બન્નેનો ધણી ઘરે આવ્યો 'ને ઉપર જવા લાગ્યો, એટલે નીચે વાળી બૂમ પાડીને તેને પકડવા માટે દોડી નીચેવાળીની બૂમ સાભળીને ઉપરવાળી પણ ઉઠીને દાદરે આવી પોતાના ધણીને ઉપર લઈ જવા માટે ચોટલી પકડીને ઉપર ખેચવા લાગી અને નીચેવાળી નીચે લઈ જવા માટે ટાગીયો ખેચવા લાગી આમ ને આમ ખેચતાણમા આખી રાત વીતી ગઇ શેઠ ઘણુ કહે પણ એકે છોડે નહિ આ દુ ખ જોઇને મને શેઠની દયા આવી અને હુ બોલી ઉઠયો ને પકડાઈ ગયો, માટે હુ કહુ છુ (કે)-મને ગમે તે શિક્ષા કરજો પણ 'બે બરીનો ધણી' નહીં બનાવતા"

આ જીવ પણ બે બૈરીનો ધણી છે તે બે બૈરીના નામ છે સુમતિ અને કુમતિ તેની ખેંચતાણમા જીવ દુ ખી થાય છે સુમતિ જીવને ઉપર લઇ જવા ખેચે છે ને કુમતિ જીવને નીચે લઇ જવા ખેચે છે આ ખેચતાણમા જીવ છોલાય છે ને દુ ખી થાય છે જીવને જો ઉપર જવુ હોય તો કુમતિનો ત્યાગ કરે અને નીચે રહેવુ હોય તો સુમતિનો ત્યાગ કરે પણ બે વચ્ચેની ખેચતાણ તો ઘણી ખોટી છે તેના જેવુ બીજુ ખરાબ નથી

सुमतिकुमती भार्ये, जीवात्माऽय पतिस्तयो ।
भुङ्क्ते सुख सुमयाऽसौ, पीड्यतेऽपरया परम् ॥ ४० ॥



## (૪૧) સર્વ દોષોનો દાદો તા ૨૯-૧-૫૪

કજુસાઈ, કૃપણતા, ચીગુશપણુ એ સર્વ દોષોમા મહાન દોષ છે એ દોષ એવો છે કે એ જ્યા સુધી હોય

છે ત્યા સુધી બીજા કોઇ સારા વિશિષ્ટ ગુણ આવતા નથી અને અનેક દોષો દોડ્યા આવે છે

કંજુસ માણસ કોઇ સારા સ્થાનમા જતા સંકોચ પામે છે જાય છે તો ડરતો ડરતો જાય છે, કોઇ ન દેખે એ રીતે પાછળ બેસે, જલદી ઉઠી જાય આમ કંજુસ માણસ સારા સ્થાનમા જાય તો પણ તેનો લાભ લઇ શકતો નથી સારા સ્થાનની માફક સારા માણસનો સમાગમ પણ કંજુસ માણસને ગમતો નથી એટલે તેના દોષો દૂર થતા નથી અને ગુણો આવતા નથી કંજુસ માણસનું નામ લેતા પણ સારા માણસોને સંકોચ થાય છે એટલુ તો તેનુ નામ પણ કંજુસાઇએ અપવિત્ર કરી મૂક્યું છે -

કંજુસાઈ-કૃપણતા એ સર્વ દોષોનો દાદો છે એ જૂ ઠાઓ જે દાદા કહેવાય છે તેના કરતા પણ ભયકર છે તેના પંજામા જો ફસાઇ ગયા તો પરિણામ ઘણુ ખરાબ છે, માટે તેનાથી બચવા માટે-તેને દૂર કરવા માટે સતત પ્રયત્ન કરવો.

कार्पण्यं चेत् कृतं दूरं, दोषाः सर्वे निराकृताः ।
कार्पण्यं चेन्न दूरंकृतम्, दोषाः सर्वे पुरस्कृताः ॥४१॥



## (૪૭) પુષ્પનો પશ્ચાત્તાપ તા. ૩૧-૧-૫૪

ફૂલે કહ્યુ-ફૂલને વાચા પ્રકટી ફૂલ બોલ્યુ-પણ તે ક્યારે ? જ્યારે તે નીચે રગદોળાતુ હતુ-ચીમળાતુ હતુ. તેની સામે પણ કોઈ જોતુ ન હતુ ત્યારે ફૂલે કહ્યું કે કોઇ અભિમાન કરતા નહિ અભિમાન કરનારની આવી દુર્દશા થાય છે એક વખત હુ ઊચે ઊચે વેલ ઉપર ચડ્યુ હતુ મારી સુન્દરતા ભલભલાને થભાવી દેતી હતી પણ હું

કોઈની પરવા કરતુ ન હતુ ઊંચે આકાશ તરફ જોયા કરતુ હતુ મારુ એ અભિમાન લાબુ ન ટકયુ માળી આવ્યો ને મને ચૂંટીને લઇ ગયો બસ મારી અવદશાના પગરણ મડાયા ભરબજારમા નજીવી કિંમતે હુ વેચાયુ ગમે તેવો વિચિત્ર ઉપયોગ મારો થયો માણસ-કામી માણસના હાથમા મારે સારી દશાની આશા રાખવી નકામી હતી હુ એક દિવસ કરમાઇ ગયુ ને ધૂળ ભેગુ થઈ ગયુ સુંદરતા કે સંપત્તિ થોડા સમયને માટે છે, તેનો સદુપયોગ કરવો એ સફળ છે ને અભિમાન કરવુ એ દુર્દશા માટે છે

> विकचता जनमाशिरसिस्थितो
> रजसि निर्लुठन श्रमहोऽभवन् ।
> सुमतसश्चरित परिभाव्य किं,
> सुमनसा मनमाऽपि विमुह्यत ॥ ४२ ॥

ॐ

## (૪૩) કામ ઠેલવવાની ટેવ તા ૧-૨-૫૪

દરેક માણસ કાઇ ને કાઈ કામ કરતો હોય છે અને તેને ઘણા કામ કરવાના હોય છે કેટલાક કામ સારા હોય છે કેટલાક કામ ખરાબ હોય છે કેટલાક કામ મધ્યમ હોય છે વહેલા કે મોડા કરવાના કામો કરવા તો પડે જ છે, છતા કેટલાક માણસોમા કામને ઠેલવવાની ટેવ હોય છે એ ટેવને લઈને ખરાબ કામ ઠેલાય તો પરિણામ સારું આવે છે પણ એમ ઘણુ ઓછુ બને છે ખરાબ કામો ઠેલી શકાતા નથી તે તો મોહક હોય છે એટલે વળગી પડે છે સારા કામો ઠેલાયા કરે છે અને પરિણામે કામ ઠેલવવાનો વૃત્તિવાળાને બીજી બધી અનુકૂળતા હોવા છતા તે સારા

કામો કરી શકતો નથી છેવટે સારા કામો પણ તેવા માણસને ઠેલી દે છે માટે સારા કામો કદિ પણ ઠેલવા નહિ અને કામ ઠેલવાની વૃત્તિને નાબૂદ કરવી એ જીવનમા પ્રગતિ-ઉન્નતિ મેળવવાનો અદ્ભુત ઉપાય છે

विलम्बो न शुभे कार्ये, कार्ये शुभमभीप्सता ।
विलम्बेन शुभं कार्यं, नीरसं सद्भिनश्यति ॥ ४३ ॥



## (૪૪) જડને પ્રથમ દૂર કરો   તા ૨-૨-૫૪

નાનો કે મોટો નિયમ લેતા પહેલા એક વાત જરૂર વિચારી લેવી કે હૃદયમા કષાય-મનના કોઈપણ ખૂણામા જડ-અસત્ય તો ભરાઇ બેઠુ નથી ને? ગમે તેટલા વ્રતો લીધા હશે-નિયમો લીધા હશે પણ જો જડને-અસત્યને દૂર કર્યુ નહિ હોય તો એકે કામ લાગશે નહિ

એક શ્રીમત શેઠને એકનો એક પુત્ર હતો. પુત્ર બધા લક્ષણે પૂરો હતો બધા વ્યસનો સાથે તેને ભાઇબધી હતી શેઠને મનમા ઘણુ થતુ હતુ કે કોઇ ઉપાયે આ છોકરો સુધરે તો સારુ કેટલાક સારા માણસોનો શેઠે તેને સમાગમ કરાવ્યો તેઓની સાથે તે છોકરો એક મહાત્મા-યોગી પાસે ગયો મહાત્માએ તે છોકરાને વ્યસનો છોડવા માટે ખૂબ સારી રીતે સમજાવ્યુ. બધુ બરાબર સમજાઈ ગયુ હોય તેમ છોકરાએ બધા વ્યસનો ત્યાગ કર્યા ને કોઇ પણ વ્યસન સેવવુ નહિ એવો નિયમ લીધો નિયમ લેતા પહેલા છોકરાએ કહ્યુ કે-મને બધા નિયમ કરાવજો, પણ એક નિયમ હુ પાળી શકીશ નહિ. તે એ કે હુ જૂઠુ બોલવાનુ છોડી શકીશ નહિ શુદ્ધ હૃદયના મહાત્માએ એક નિયમ સિવાય

બાકીના બધા નિયમ કરાવ્યા મહાત્મા પાસેથી નીચે આવ્યા બાદ એ છોકરો તો હતો તેવો ને તેવો જ રહ્યા કેટલાએક દિવસો પછી ફરી તે છોકરાને મહાત્મા પાસે લઈ ગયા મહાત્માએ કહ્યુ 'ભાઈ નિયમ લઈ તોડવાથી ઘણું જ પાપ બધાય છે છોકરાએ કહ્યુ કે,' આપનુ કહેવુ યથાર્થ છે પણુ મે નિયમ લીધા જ નથી ' મહાત્માએ કહ્યુ 'આવુ જૂઠુ બોલે છે ?' ત્યારે તેણે કહ્યુ કે હા, મારે બધા નિયમો છે પણ જૂઠુ બોલવાનો નિયમ નથી તેની છૂટ છે ' મહાત્માએ તેને અયોગ્ય માનીને દૂર કર્યો

असत्य चेन् कृतं दूरं, पापमात्रमवाकृतम् ।
न चेन् पापापहारेण किं भवद्भिर्व्यपुश्वन् ? ॥४४॥



## (૪૫) તારી પાસે શા માટે આવે ? તા ૨-૨-૫૪

બાવળનુ ઝાડ અને આંબાનુ ઝાડ બરાબર સામસામે હતા વચમા ધોરી રસ્તો પડયો હતો રસ્તા ઉપર હજારો માણસો આવતા-જતા હતા થાકયા-પાકયા માણસો આંબાના ઝાડ નીચે બેસતા અને આનંદ કરતા સાંજ પડે ને ને કંઠો પક્ષીઓ આંબાને ગાજવી મૂકતા એક ક્ષણ પણ એવી ન રહેતી કે જ્યારે આંબો એકલો હોય આંબાને કિલ્લોલ કરતો જોઈને બાવળને વિચાર થતો કારણ કે તેની પાસે કોઈ આવતુ નહિ જ્યારે જોવો ત્યારે બાવળ એકલો જતા-આવતાને પોતાની પાસે આવવા અને આંબાની માફક પોતાને ગજવી મૂકવા કહેતો-વિનંતિ કરતો પરંતુ કોઈ પણ તેની પાસે આવતુ નહિ બાવળ બધાને પૂછતો કે તમે આંબા પાસે દોડયા દોડયા જાવ છો ને મારી પાસે કેમ કોઈ આવતુ

નથી ! કોઈ કઇ કહેતુ નહિ એક વખત એક વિદ્વાને બાવળને કહ્યુ કે તારી પાસે કોઇ શા માટે આવે ? તારી પાસે લેવા જેવુ કાંઈ પણ નથી ઊલટું તારી પાસે આવનારને તુ કાંટા ભોંકે છે શું કાંટા ખાવા તારી પાસે આવે ? પછી બાવળ ચૂપ થઇ ગયો

બાવળ જેવા હો તો કોઇને બોલાવતા નહિ અને બીજાને પોતાની પાસે બોલાવવા હોય તો બાવળ મટી જજો ને આંબા જેવા થજો એટલે લોકો પરાણે પરાણે તમારી પાસે દોડયા આવશે

फलपत्रपुष्पटकस्या कराग्रन्थ वृत च खलु शके ।
उपसर्पेम भवन्त, बद बर्बुर कस्य लोभेन ? ॥ (जगन्नाथ)
रसालपात्रपन्छाया–स्थितानामश्रयन् जनान् ।
बर्बु रस्कैर्जनैरुक्त केनायामस्तराजितम् ? ॥ ४५ ॥



## (૪૬) - થેરીના વન જેવો થઇશ મા ! તા.૩-૨-૫૪

કથેરીના ઝાડને નાનાનાના ઘણા કાંટાઓ હોય છે ભૂલેચૂકે પણ કથેરીના વનમા વિશ્રાન્તિ લેવા-થાક ખાવા કોઈ બેસે તો પૂરો પસ્તાય તેના કપડામા કાંટા ભરાઇ ગયા હોય, થાક ઉતરે નહિ ઊલટો ચડી જાય કથેરીના તે પૂરા ગુણગાન કરે ફરી તેની સામુ પણ ન જુવે

રાજા પ્રદેશીને પ્રતિબોધ કરીને વિહાર કરતી વખતે શ્રી કેશી ગણધર ભગવતે ટૂકમા રાજાને કહ્યુ હતુ કે—'કથેરીના વન જેવો થઇશ મા, પણ આંબાના વન જેવો થજે' આ જ આત્માને માટે એ એટલો ટૂંકો ઉપદેશ હૃદયમા ઉતારવા જેવો છે દરેક આત્મા જો કથેરી જેવા મટી જાય

અને આવા હેવા બને તો દુ ખ શોધવુ મુશ્કેલ પડે બીજા સારા બને કે ન બને પણ પોતે-પોતાની ગણત્રી સારામા કરાવવી હોય તો-કથેરી મટી જવુ જોઇએ અને આંબાના વન જેવા થવુ જોઇએ

रसाल सर्वसौम्याय त्वमात्मन्! भव सर्वदा।
क्वाचिन्नैव जायेथा, कण्टकाकीर्णवृक्ष ॥ ४६ ॥

## (૪૭) ચિંતા અને ચિતા તા ૩-૨-૫૪

ચિંતા અને ચિતા એ બન્ને શબ્દ પ્રસિદ્ધ છે કહેવાય છે કે ચિતા મરેલાને બાળે છે અને ચિંતા જીવતાને બાળે છે બાળવાનુ કામ બ ન્ને કરે છે બધા ચિંતા કરતા ચિંતાને ભયકર ગણાવે છે, કારણ કે ચિંતાથી ચતુરાઈ, રૂપ તેજ, ગુણ વગેરે ઘટતા નથી પણ ચિંતાથી એ નવ ઘટી જાય છે

ચિંતાની નિંદા કરવામા બધા એકમત થઇ જાય છે પણ એક વાત સાવ સાચી છે કે ચિંતા કર્યા વગર દુનિયામા કોઇને પણ ચાલતુ નથી

જેની શક્તિ વધારે જેનુ કામકાજ વધારે તેને ચિંતા પણ વધારે

ચિંતા કરવી જ પડે છે, તો તેને એવી રીતે કરતા શીખી જવુ કે તે આપણને તપાવે નહિ, બાળે નહિ ઉલટુ માર્ગદર્શન કરાવે-પ્રકાશ આપે ચિંતા કરતા આવડે તો 'ચિંતન' થઈ જાય છે અને ન કરતા આવડે તો ચિંતા થાય છે વિશ્વમાં વસ્તુ દોષિત નથી તેનો ઉપયોગ ન કરતા આવડવો એ દોષ છે,

चिंता चितासमा प्रोक्ता, पर नैकान्ततस्तथा ।
परचिंता तथाभूता, स्वात्मचिन्ता हितावहा ॥ ४७ ॥



## (४८) ભૂલનો એકરાર તા ૮-૨-૫४

ભૂલ થવી એ સ્વાભાવિક છે નાનાની ભૂલ થાય અને મોટાની ભૂલ થાય મૂર્ખ ભૂલ કરે અને ડાહ્યો માણસ પણ ભૂલ કરે ભૂલ ન કરે કેવળ પૂર્ણ-આત્મા બાકીના બધા કોઇ ને કોઇ ભૂલ કરી બેસે ભૂલ થયા પછી ભૂલ સમજવી એ ભૂલથી બચવા માટે સુન્દર ઉપાય છે ઘણુ નો સ્વભાવ એવો હોય છે કે તેઓ ભૂલ થયા પછી પણ ભૂલને કબૂલ કરતા નથી, એથી બીજાને ઓછુ વત્તુ નુકશાન થતુ હશે પણ ભૂલ કરનારને તો ઘણુ જ નુકશાન થાય છે માટે ભૂલ કરી લીધા પછી તેનો એકરાર કરવામા જરાપણુ સકોચ કરવો નહિ એથી ભૂલના ભોગમાથી તુરત ઉગરી જવાય છે અને ફરી ભૂલ થતી નથી

कृत्वा प्रमाद किं मायसि त्व प्रमादमात्रा प्रकटीभवित्री।
तस्मात्प्रमाद परिहातुमात्मन् ! वृथा विलम्ब न कदापि कुर्या ॥४८॥



## (४९) મૂર્ખ મિત્ર અને દાનો દુશ્મન તા १०-२-५४

મૂર્ખ-અક્કલવગરનો-અણુસમજુ મિત્ર ભારે થઇ પડે છે એની મિત્રતા- ભાઇબધી કામમા તો નથી આવતી પણ ઉલટુ નુકશાન થાય છે મૂર્ખના મિત્ર તરીકે રહેવામા ઘણી વખત મર્ખા ગણાવુ પડે છે મૂર્ખ માણસ સાથેની દોસ્તી કોઇ પણ રીતે લાભ આપતી નથી કોઇ મૂઝવણની વાત કર

વામા પણ મૂર્ખ કામ આવતો નથી સારી વાત પણ એ સમજી શકતો નથી. મિત્ર વગરનુ રહેવુ સારુ પણ મૂર્ખને મિત્ર કરીને મિત્રવાળા ગણાવવુ એ સારુ નહિ

દાનો-સમજુ ડાહ્યો, દુશ્મન સારો દુશ્મનાઈ શત્રુતા વેર તો કોઈની પણ સાથે સારા નહિ, છતા થઇ જાય તો હલકા સાથે-મૂર્ખ સાથે તો કરવા જ નહિ. મૂર્ખ માણસ સાથે વેરઝેર કરવા નહિ અને થઈ જાય તો લબાવવા નહિ-તુરત પતાવી દેવા સજ્જનની સાથે-ડાહ્યાની સાથે દુશ્મનાઇ-શત્રુતા થાય ને લબાય તો પણ પરિણામે લાભ થાય છે સજ્જનની મિત્રતા તો લાભ આપે પણ શત્રુતા પણ લાભ આપે છે એ રીતે સજ્જનનો પણ સમાગમ થાય તેમા લાભ છે, પણ મૂર્ખનો કોઇ પણ રીતે સમાગમ કરવો નહિ

दुःखायैव सुहृन्मूर्खः सुज्ञोऽरिरपि शर्मणे ।
तस्मान्नहि विधातव्यो, मूर्खो मित्रं कदाचन ॥४९॥



## (૫૦) મૂર્ખ મિત્ર અને દાનો દુશ્મન તા ૧૧-૨-૫૪

મૂર્ખ મિત્રથી નુકશાન થાય છે અને દાના દુશ્મનથી લાભ થાય છે એ માટે નીચેની વાત ધ્યાનમા રાખવા જેવી છે

એક રાજા જગલમા જઈ ચડયો ત્યા એક વાદરાએ રાજાને ઘણી મદદ કરી ફળ-ફૂલ ખાવા માટે લાવી આપ્યા રાજા વાદરા ઉપર ખુશ થઇ ગયો પોતાની સાથે રાજ્યમા વાદરાને લાવ્યો અને તેને રાજાએ પોતાનો અગરક્ષક બનાવ્યો વાદરો એકનિષ્ઠાથી ખુલ્લી તરવારે રાતે સૂતેલા રાજાનુ રક્ષણ કરવા લાગ્યો

એક દિવસ એક વિદ્વાન બ્રાહ્મણ ચોરી કરવા માટે રાજાના મહેલમા ગયો ત્યા દૂરથી વાદરાને ચોકી કરતો જોયો પોતે રાજાનો દુશ્મન છે–ચોર છે છતા તેને વિચાર આવ્યો કે આ મૂર્ખ વાદરો અનર્થ કરી બેસશે બન્યુ પણ એવુ જ બારી માથી બ્રાહ્મણનો પડછાયો રાજાના શરીર ઉપર પડયો વાદરાએ બ્રાહ્મણના પડછાયાને માણસ માનીને મારવા માટે તરવાર ઉગામી પણ પાછળ ઊભા રહેલા બ્રાહ્મણે તરવાર પકડી લીધી અવાજ થયો રાજા જાગી ગયો બ્રાહ્મણ પકડાઇ ગયો તેણે પોતાનો ગુન્હો કબૂલ કર્યો બ્રાહ્મણને શૂળીની શિક્ષા થઈ શૂળી ઉપર ચડાવતા પહેલા તેની કાઇ ઇચ્છા હોય તો તે મ પૂર્ણ કરવાનુ કહેવામા આવ્યુ બ્રાહ્મણે કહ્યુ કે–રાજાને મળવુ છે રાજાએ મુલાકાત આપી બ્રાહ્મણે રાજાને કહ્યુ કે, મારે બીજુ કાઇ જોઇતુ નથી ફક્ત એક જ કહેવુ છે કે આ વાદરાને આપના અગરક્ષક તરીકે ન રાખો રાજાએ કારણ પૂછ્યુ ને બ્રાહ્મણે બધી વાત કરી રાજાએ બ્રાહ્મણને જીવિતદાન આપ્યુ શિક્ષા માફ કરીને ખૂબ ઇનામ આપ્યુ મૂર્ખ મિત્ર રાજાને મારી નાખત અને દાના દુશ્મને રાજાને બચાવ્યો

વાનરમૂર્ખમિત્રસ્યાચરણ ગણિ યાદૃશમ ।
શત્રારપિ ચ વિપ્રસ્ય જ્ઞાત્વા મૂર્ખ ન મિત્રયેત ॥ ૫૦ ॥



## (૫૧) નિંદા                તા ૧૨-૭-૫૪

દુનિયામા મીઠામા મીઠી ચીજ હોય તો તે નિંદા છે પણ તે મીઠી છે તે કોના ? (પારકી) પોતાની નહિ પારકી નિંદા કરવામા એટલો રસ આવે છે કે એ રસ આગળ બીજા બધા રસ તેના રસીયાને ફીક્કા લાગે છે

નિંદા-એટલે બીજાના છતા કે અછતા દોષો બીજાની પાસે ગાવા

નિંદા કરનાર જેના દોષો ગાતો હોય છે તેને મોઢે કહેતા શરમાતો હોય છે

નિંદા કરવાનો સમય મોટે ભાગે નવરાશનો છે બે નવરા ભેગા થાય એટલે નિંદા ત્રીજી ત્યાં હાજર થઈ જાય છે

નિંદા જે નુકશાન કરે છે તે બહાર જાણી શકાતુ નથી પણ તે નુકશાનીનો પાર નથી એ પાછળથી સમજી શકાય છે

આવી દુષ્ટ નિંદાને છોડી દેવાનુ દરેક સારા માણસો કહે છે પણ અમે તો કહીએ છીએ કે નિંદા કરજો-ખૂબ કરજો પણ તે બીજાની નહિ તમારી પોતાની-તમારી નિંદા કરો એટલે પારકી નિંદા છૂટી જશે પરિણામ તમારા લાભમાં છે તે તો વખત જતા સમજાઇ જશે

निन्दा परा परमरम्यतरा पृथिव्या,
सर्वत्र सर्वजनचित्तहराऽपि निन्द्या ।
चेत्स्यात्प्रियेत निजदूषणभूषणं तद्,
धन्या भवत्यममहार्मगृह नितान्तम् ॥५१॥

(૫૨) માનવજન્મની મહત્તા-શેના ઉપર

તા. ૧૨-૭-૫૪

માનવજન્મ પામવો ઘણો દુર્લભ છે અનંતી પુણ્યરાશિ એકઠી થાય ત્યારે માનવજન્મ મળે છે એ ઉપદેશ દરેક સ્થળે દરેક ઉપદેશકો પાસેથી સાંભળવા મળે છે માનવજન્મની વિશિષ્ટતા-મહત્તા શેના ઉપર છે તે વાર વાર વિચારવા જેવુ છે

૧ માનવજન્મમા મળેલી કાયાની એ વિશિષ્ટતા નથી ૨ માનવજન્મમા મળતી ભોગોની સામગ્રીની એ વિશિષ્ટતા નથી ૩ માનવજન્મ પામીને દુનિયાદારીમા હોશિયાર ગણાવાની એ વિશિષ્ટતા નથી

માનવજન્મની વિશિષ્ટતા-મહત્તા છે તેમા કે ત્યા આ આત્મા સારી કમાણી કરી શકે છે બીજે ન થઇ શકે એવી કમાણી અહિ થાય છે

ઘણી અગવડવાળી પણ જ્યા ઘણા ઘરાકો આવતા હોય અને પીકતો ધંધો ચાલતો હોય એવી દુકાન કિંમતી ગણાય છે અને દરેક પ્રકારની સગવડવાળી હોના છતા જ્યા બિલકુલ ધંધો ન ચાલતો હોય તો દુકાન કિંમતી ગણાતી નથી. માનવજન્મ એ ભરબજારમા ધાર્યો વેપાર કરી શકાય એવી દુકાન છે, એ એની મહત્તા છે એમ છતા જો એ દુકાન અણઘડ વેપારીના હાથમા હોય તો ન સોના સાઠ કરીને ઠેવે દીવાળુ કાઢીને ઉડી જાય આ માનવજન્મ પામીને એવા અણઘડ વેપારી જેવુ પરિણામ ન આવે એ દરેકે ધ્યાનમા રાખવા જેવુ છે અયોગ્ય નીવડશો તો ફરી આ દુકાન તમને જલદી કોઈ નહિ આપે માટે એવી કમાણી કરી બતાવો કે બીજા તમારુ અનુકરણ કરે

मनुजजन्मनि यदमिहाप्तिं किं, ननु विचार्य चाहत त्वरम् ।
सुकृतमित्रममत्रमिदं मत, यदिह न सुकृतं न तदा गतम् ॥

✠

## (૫૩) કોઇની વાત બીજાને કહેવી તા ૧૩-૭-૫૪

કેટલાક પ્રસંગો જીવ માટે એવા બની જાય છે કે તે કોઇને પણ કહી શકાતા નથી એ પ્રસંગો આનંદના કે હર્ષના

નથી હોતા એ પ્રસંગો બીજાને કહેવાથી કહેનારની પ્રતિષ્ઠા=આબરૂ ઓછી થાય છે વળી એ પ્રસંગો એવા દુઃખદ હોય છે કે એમ ને એમ મનમાં સંઘરી રાખવાથી મનમાં ભાર વધતો જાય છે-એ ભાર ઓછો કરવા માટે એવી કેટલીક ન કહેવાની વાતો પણ બીજાને કહેવી પડે છે. મોટે ભાગે એવી વાતો બીજાને કહેતી વખતે કહેનારને એમ જ હોય છે કે આ વાત બહાર નહિ પડે કહેતા કહેતા પણ વાત કરનાર કહે છે કે 'જો જો હો, વાત બહાર ન જાય '

આ પ્રમાણેની બીજાની ખાનગી વાતોનો સંગ્રહ દરેકની પાસે થોડાઘણો હોય છે એવી ખાનગી વાતોના બે પ્રકાર છે એક તો એવા સમર્થ માણસોને કહેવાથી જેનો રસ્તો નીકળે એવી અને બીજી જે કહેવાથી કાંઈ પણ લાભ ન હોય એવી તેમા પહેલા પ્રકારની વાતો પોતાની કે બીજાની યોગ્ય વ્યક્તિને કહેવામા નુકશાન નથી પણ બીજા પ્રકારની વાતો દાટી દેવામા-ભૂલી જવામા જ લાભ છે. એવી વાતો જેને તેને કરવામા કોઇ રીતે કોઇને પણ લાભ નથી એટલે બીજાની ખાનગી વાત સામાને નુકશાન ન થાય એ પ્રમાણે કોઇને પણ કરવી નહિ અને જ્યારે કરવાનુ મન થાય ત્યારે એટલુ વિચારવુ કે મારી કોઈ આવી વાત હોય ને તે વાત બીજાને કોઇ કહે તો તેનુ પરિણામ મારે માટે શુ આવે ?

सुगुप्तं गोपयेद् वृत्तं परस्यै न प्रकाशयेत् ।
प्रकाशयं चेत् समयाय, स्वार्थ्यार्थोऽपि यतस्ततः ॥ ५३ ॥



## (૫૪), ૧૦૮ની સંખ્યાનું મહત્ત્વ તા ૧૬-૨-૫૪

૧૦૮નો આંક મહત્વનો છે. તેમાં નીચે પ્રમાણે કારણો છે

૧ માનવજન્મમા મળેલી કાયાની એ વિશિષ્ટતા નથી ૨ માનવજન્મમા મળતી ભોગોની સામગ્રીની એ વિશિષ્ટતા નથી ૩ માનવજન્મ પામીને દુનિયાદારીમા હોશિયાર ગણાવાની એ વિશિષ્ટતા નથી

માનવજન્મની વિશિષ્ટતા-મહત્તા છે તેમા કે ત્યા આ આત્મા સારી કમાણી કરી શકે છે બીજે ન થઇ શકે એવી કમાણી અહિ થાય છે

ઘણી અગવડવાળી પણ જ્યા ઘણા ઘરાકો આવતા હોય અને ધીકતો ધધો ચાલતો હોય એવી દુકાન કિમતી ગણાય છે અને દરેક પ્રકારની સગવડવાળી હોવા છતા જ્યા બિલકુલ ધધો ન ચાલતો હોય તો દુકાન કિમતી ગણાતી નથી માનવજન્મ એ ભરબજારમા ધાર્યો વેપાર કરી શકાય એવી દુકાન છે, એ એની મહત્તા છે એમ છતા જો એ દુકાન અણઘડ વેપારીના હાથમા હોય તો ન મોના માઠ કરીને છેવટે દીવાળુ કાઢીને ઉઠી જાય આ માનવજન્મ પામીને એવા અણઘડ વેપારી જેવુ પરિણામ ન આવે એ દરેકે ધ્યાનમા રાખવા જેવુ છે અયોગ્ય નીવડશો તો ફરી આ દુકાન તમને જલદી કોઈ નહિ આપે, માટે એવી કમાણી કરી બતાવો કે બીજા તમારુ અનુકરણ કરે

मनुजजन्मनि धर्ममिहास्ति किं, ननु विचारय चात्म त्वरम् ।
सुकृतमिश्रममत्रमिदं मतं यदितरत् सुकृतं न तदा गतम् ॥

❖

## (૫૩) કોઇની વાત બીજાને કહેવી તા ૧૩-૨-૫૪

કેટલાક પ્રસગો જીવ માટે એવા બની જાય છે કે તે કોઇને પણ કહી શકાતા નથી એ પ્રસગો આનદના કે હર્ષના

નથી હોતા એ પ્રસંગો બીજાને કહેવાથી કહેનારની પ્રતિષ્ઠા-આબરૂ ઓછી થાય છે. વળી એ પ્રસંગો એવા દુઃખદ હોય છે કે એમ ને એમ મનમાં મધરી રાખવાથી મનમાં ભાર વધતો જાય છે-એ ભાર ઓછો કરવા માટે એવી કેટલીક ન કહેવાની વાતો પણ બીજાને કહેવી પડે છે. મોટે ભાગે એવી વાતો બીજાને કહેતી વખતે કહેનારને એમ જ હોય છે કે આ વાત બહાર નહિ પડે કહેતા કહેતા પણ વાત કરનાર કહે છે કે 'જો જો હો, વાત બહાર ન જાય'

આ પ્રમાણેની બીજાની ખાનગી વાતોનો સંગ્રહ દરેકની પાસે થોડાઘણો હોય છે એવી ખાનગી વાતોના બે પ્રકાર છે એક તો એવા સમર્થ માણસોને કહેવાથી જેનો રસ્તો નીકળે એવી અને બીજી જે કહેવાથી કાંઈ પણ લાભ ન હોય એવી તેમાં પહેલા પ્રકારની વાતો પોતાની કે બીજાની યોગ્ય વ્યક્તિને કહેવામાં નુકશાન નથી પણ બીજા પ્રકારની વાતો દાટી દેવામાં-ભૂલી જવામાં જ લાભ છે. એવી વાતો જેને તેને કરવાના કોઈ રીતે કોઈને પણ લાભ નથી એટલે બીજાની ખાનગી વાત સામાને નુકશાન ન થાય એ પ્રમાણે કોઈને પણ કરવી નહિ અને જ્યારે કરવાનુ મન થાય ત્યારે એટલું વિચારવું કે મારી કોઈ આવી વાત હોય ને તે વાત બીજાને કોઈ કહે તો તેનુ પરિણામ મારે માટે શુ આવે ?

सुगुप्तं गोपयेद् वृत्तं परस्मै न प्रकाशयेत् ।
प्रकाशयेच्चेत् समर्थाय, स्याद्यथाऽपि यतस्ततः ॥ ५३ ॥

卐

## (૫૪).૧૦૮ની સંખ્યાનું મહત્ત્વ તા. ૧૬-૨-૫૪

૧૦૮નો આંક મહત્વનો છે તેમાં નીચે પ્રમાણે કારણો છે

૧ પાંચ પરમેષ્ઠિના ગુણો ૧૦૮ છે અરિહંતના ૧૨ ગુણ સિદ્ધના ૮ ગુણ, આચાર્યના ૩૬ ગુણ, ઉપાધ્યાયના ૨૫ ગુણ, સાધુના ૨૭ ગુણ—એ પ્રમાણે સર્વ મળી ૧૦૮ ગુણ છે.

૨ નવકારવાળીના મણકા-પારા ૧૦૮ છે

૩ ઉત્તમ પુરુષોના લક્ષણ ૧૦૮ હોય છે

૪ ૧૦૮ની સંખ્યાનો સરવાળો કરીએ તો ૯ થાય છે નવનો આંક અખંડ છે

૫ એક સરખી ઉમ્મરના ૧૦૮ માણસો જે કુળમાં હોય છે તે કુળકોટિ કહેવાય છે

૬ ૧૦૮ આગળ ઊંચો હોય તે ઉત્તમ પુરુષ કહેવાય છે

૭ ૧૦૮ પૂજાનું સ્નાત્ર અષ્ટોત્તરી સ્નાત્ર છે

આમ ૧૦૮ની સંખ્યા મહત્વની છે એ સંખ્યા જો સિદ્ધ થઈ જાય તો ફરી ભ્રમણ કરવું ન પડે

शतमष्टोत्तर सङ्ख्या, हिता सङ्घवायतां मता ।
परमेष्ठिगुणग्राम-गुम्फिना त्रिश्वविस्तृता ॥ ५४ ॥



## (૫૫) સોય જેવા થજો, કાતર જેવા નહિ

તા ૧૬–૨–૫૪

સોય સાંધવાનું કામ કરે છે અને કાતર કાપવાનું કામ કરે છે બે જુદા હોય તેને સોય એક કરી આપે છે બે એકમેક હોય-અખંડ હોય તેને કાતર છૂટા પાડે છે

એ પ્રમાણે કેટલાક માણસો સોય જેવા હોય છે તેઓ એકબીજાને સમજાવીને મેળવી આપે છે, સંપ કરાવી આપે છે ગમે તેવા વેર-વિરોધને દૂર કરીને એક કરી આપવાનું

કામ એવા માણસોને ગમે છે તેમના વચનો કેટલીક વખત સોયની અણીની માફક શરૂઆતમા જરા તીખા લાગે પણ પરિણામ ઘણુ મીઠુ લાગે છે

જ્યારે કેટલાક માણુસો કાતર જેવા હોય છે તેમનુ કામ એકબીજાને લડાવી મારવાનુ -છૂટા પાડવાનુ એ માણુસો બહારથી મોટા જેવા દેખાતા હોય પણ તેમનુ કાર્ય ઘણુ જ ભયકર છે

દરજીને ત્યા સોય ને કાતર બન્ને હોય છે પણ તેના કાર્યને હિસાબે તે બન્નેને દરજી યોગ્ય સ્થાને રાખે છે સોયને પાઘડીમા ભરાવે છે-માથે ચડાવે છે, કારણ કે તે સાવવાનુ સારુ કાર્ય કરે છે કાતરને પગ નીચે દબાવે છે, કારણ કે તે કાપવાનુ ખરાબ કામ કરે છે

સોય જેવા થજો પણ કાતર જેવા નહિ એ સોય જેવા થશો તો ઊચે સ્થાન મળશે અને કાતર જેવા થશો તો નીચે

सूचीवदेकता कर्तु, यतनीय हितैषिणा ।
कर्तरीवन्न दैधस्य, मर कर्तं कदाचन ॥ ५॥

❀

## (૫૬) લક્ષ્મીમા દોષો કયાથી આવ્યા? તા ૧૭-૨-૫૪

લક્ષ્મી સ્થિર નથી રહેતી, તે ચચળ છે, તે નીચ લોકો–હલકા માણુસો પાસે જાય છે તે આવવાથી ઉન્માદ ચડે છે કાઇ સૂઝતુ નથી આમ શાથી બને છે?

કહેવાય છે કે લક્ષ્મી સમુદ્રની પુત્રી છે અને કમળમા રહે છે કમળને કાટા હોય છે તેના પગમા કાટા વાગ્યા છે એટલે તે કોઇપણ જગ્યાએ સ્થિર-પગ ઠેરવીને રહેતી નથી–

રહી શકતી નથી પાણીનો સહવાસ કરવાને કારણે નીચે જવાની તેમાં ટેવ આવી છે વિષની સાથે રહી છે એટલે ઉન્માદ કરાવે છે

આ સર્વ દોષો દૂર કરવા માટે તેને–લક્ષ્મીને સારા કાર્યમાં જોડાવી એ ઉત્તમોત્તમ ઉપાય છે તેથી દોષો દૂર થશે અને તેને બદલે ગુણો આવી જશે

लक्ष्मीः सर्पति नीचमर्णवपय -सङ्गादिवाम्भोजिनी-
संसर्गादिव कण्टकाकुलपदा, न क्वापि धत्ते पदम् ।
चैतन्यं विषसन्निधेरिव नृणामुज्जासयत्यञ्जसा,
धर्मस्थाननियोजनेन गुणिभि–र्ग्राह्यं तदस्याः फलम् ॥१॥
(सिन्दूरप्रकर)

समुद्रजा कर्जावासा, निवम्वसा जलस्थिता ।
भंगा च कण्टकैर्विद्धा, मादकृन्नीचगा रमा ॥५६॥

(૫૭) દશ શ્રાવકો    તા. ૮–૨–૫૪

| | નામ | ગામ | સ્ત્રી | ઋદ્ધિ–સિદ્ધિ |
|---|---|---|---|---|
| ૧ | આણંદ | વાણિજ્ય ગામ | શિવાનંદા | ચાર ગોકુળ અને ૧૨ ક્રોડ સોનૈયા |
| ૨ | કામદેવ | ચંપા નગરી | ભદ્રા | ૭ ગોકુળ અને ૧૮ ક્રોડ સોનૈયા |
| ૩ | ચૂલનીપ્રિય | કાશીનગરી | શ્યામા | ૮ ગોકુળ અને ૨૪ ક્રોડ સોનૈયા |
| ૪ | સૂરદેવ | કાશીનગરી | ધન્યા | ૭ ગોકુળ અને ૧૮ ક્રોડ સોનૈયા |
| ૫ | શતક | આલભિકા | બહુલા | ૭ ગોકુળ અને ૧૮ ક્રોડ સોનૈયા |

| નામ | ગામ | સ્ત્રી | ઋદ્ધિ-સિદ્ધિ |
|---|---|---|---|
| ૬ કુંડકોલિક | કાંપિલ્યપુર | પુષ્પા | છ ગોકુળ અને ૧૮ ક્રોડ સોનૈયા |
| ૭ સદ્દાલપુત્ર (કુંભાર) | પોલાસપુર | અગ્નિમિત્રા | ત્રણ ક્રોડ સોનૈયા |
| ૮ મહાશતક | રાજગૃહી | રેવતી વિગેરે ૧૩ | આઠ ગોકુળ અને ૨૪ ક્રોડ સોનૈયા |
| ૯ નંદનીપ્રિય | શ્રાવસ્તીનગરી | અશ્વિની | ચાર ગોકુળ અને ૧૨ ક્રોડ સોનૈયા |
| ૧૦ લાતકપ્રિય | શ્રાવસ્તીનગરી | ફાલ્ગુની | ચાર ગોકુળ અને ૧૨ ક્રોડ સોનૈયા |

આ દશે શ્રાવકો પ્રભુ મહાવીરસ્વામીની પહેલી જ દેશના સાંભળીને પ્રતિબોધ પામ્યા હતા પ્રભુની પાસે બાર વ્રત લીધા હતા પાંચમા પરિગ્રહપરિમાણ વ્રતમાં ઉપર જણાવેલ સંપત્તિથી વધારે ન રાખવાનો નિયમ લીધો હતો ઉપર પ્રમાણેની સંપત્તિ તો તેમની પાસે પહેલેથી જ હતી એટલે જેટલી હતી તેથી જરાપણ ન વધારવાનો નિયમ લીધો હતો શ્રાવકની ૧૧ પ્રતિમા ધારણ કરી હતી, વીસ વર્ષ શ્રાવક ધર્મ આરાધ્યો હતો ૧૪ વર્ષ બાદ છ વર્ષ સુધી કાંઈપણ ગૃહસ્થાશ્રમની ચિંતા કરી ન હતી આનંદ શ્રાવક સિવાય દરેકનો દેવતાઓએ પરીક્ષા કરી હતી સૌધર્મદેવલોકમાં ચાર પલ્યોપમના આયુષ્યવાળા દેવ તરીકે તેઓ થયા ત્યાંથી મહાવિદેહક્ષેત્રમાં મોક્ષ જશે સાતમુ ઉપાશકદશાગ નામનું અંગ સૂત્ર છે, તેમાં આ દશ શ્રાવકોનો વિસ્તારથી અધિકાર છે વધુ તો નહિ પણ શ્રાવકોએ પોતાના આ દસ સાધર્મિકની ઉપર જણા યા પ્રમાણેની ટૂંકી હકીકતો જરૂર યાદ કરી લેવી

જોઈએ બેચાર વખત વારવાર યાદ કરવાથી મોઢે રહી જાય એવું છે માટે જરૂર યાદ કરી લેવી

श्रद्धासयुतदानदयाव्रतधरा श्राद्धा श्रुते वर्णिता
आनन्दादिककामदेवमिता गुरुमव, त्यक्त्वा गमिष्यन्ति वै ॥
मोक्ष तदुव्रतमाचरस्व सुमते ! चैत्याभिषेक कुरु
येन त्वं मतकल्पपादपफला-स्वाद करोषि स्वयम् ॥
(श्रीपार्श्वनाथ-पचकल्याणक पूजा)

आनन्दाद्या दश श्राद्धा श्रद्धान्वितव्रते स्थिता ।
चरित चित्रकृत् तेषा, श्रुत्वा गृणु व्रत द्रुतम् ॥ ५७ ॥



## (૫૮) કજોડાં તા. ૨૦-૨-૫૪

પતિ અતિશય વૃદ્ધ હોય અને પત્નીની વય નાની હોય તો તે કજોડુ કહેવાય છે પતિ કે પત્નીઆથી એક મૂર્ખ હોય અને બીજો સમજુ હોય તો તે પણ કજોડુ કહેવાય છે આવા બાહ્ય કજોડા દુ ખદ અને દયાપાત્ર ગણાય છે તે કરતા પણ આતરિક કજોડા વિશેષ દુ ખદ છે

કોઈક અપવાદ બાદ કરતા દરેકમા નીચેના કજોડામાથી કોઈ ને કોઈ હોય છે, ને તે કજોડુ દૂર કરી શકાતુ નથી એ ખૂબ જ શોચનીય છે

૧ શ્રીમતાઈ ને મૂર્ખતા ૨ શ્રીમતાઈ ને કૃપણતા ૩ બુદ્ધિમતા ને દરિદ્રતા, ૪ ગરીબાઈ ને બહુ પરિવાર, ૫ નિર્ધનતા ને ઉદારતા, ૬ કળા ને આળસ, ૭ શક્તિ અને ઉન્માદ, ૮ વિદ્યા અને વાચાળતા, ૯ યૌવન અને ઉન્માદ ૧૦ શાંતિ અને મદતા, ૧૧ કાંતિ અને ક્રૂરતા, ૧૨ ધાર્મિકતા અને શકાશીલતા

આવા પ્રકારના ક્લેશ ઘણા ભયકર છે તે તે ગુણોને તેની સાથે પડેલ તેનો વિરોધી કામ કરવા દેતો નથી–આગળ વધવા દેતો નથી એક જ ગાડામા જોડાએલ બળદ અને પાડા જેવુ થાય છે, માટે તે તે ક્લેશોને તોડી નાખવા પૂરો પ્રયત્ન કરવો

अग्न्यत्योर्विषमो योगा, ध्यपते जीवन जगत् ।
तद्वद् गुणसमूहाऽपि, ध्यपत दोषसङ्गत ॥५८॥



## (૫૯) વગર અધિકારમાં માથુ ન મારવુ તા ૨૦-૨-૫૪

જેનો જેટલો અધિકાર હોય તેટલો તે અહ્ા કરે એ વ્યાજબી છે પણ જેમા જેનો અધિકાર ન હોય ત્યા જો તે ડાહ્યો થવા જાય તો મૂર્ખ ગણાય અને માર ખાય

ડૉકટરના વિષયમા વકીલ માથુ મારે અને વકીલના કેસમા ડૉકટર ડાહ્યો થાય તો કાર્ય તો થાય નહિ અને સમયની બરબાદી અને માથાકૂટ વધે

કેટલાક તો પોતાને માટે એમ માનતા હોય છે કે અમારો દરેક બાબતમા અધિકાર છે અને એ માન્યતાને લઈને તેઓ ગમે ત્યા ગમે ત્યારે વણમાગી સલાહ આપવા માડે છે

સમાજના અને ગામના તેઓ ધીરેધીરે કાકા–મામા ગણાવા માડે છે તેમનુ તે નામ છપાઈ જાય છે ભલે પછી લોકો મશ્કરીમા કહેતા હોય! વગર અધિકારે બોલવાનુ પરિણામ કેવુ આવે છે તે માટે નીચેની એક વાત ઠીક પ્રકાશ પાડે છે

એક ધોબીને ત્યા એક કૂતરો અને એક ગધેડો રહે ધોબી કૂતરાને પૂરુ ખાવા ન આપે, કૂતરાએ ઘણા વખત

સુધી વફાદારી બતાવી પણ તેનુ ફળ તેને કાંઈ ન મળ્યુ એક વખત રાત્રે ધોબીને ત્યા ચોર આવ્યો કૂતરાએ ભસવુ જોઇએ પણ તે ભસ્યો નહિ તેની બાજુમા જ ગધેડો હતો તે કૂતરાને કહેવા લાગ્યો કે 'ચોર આવ્યો છે માટે ભસીને માલીકને જગાડ ત્યારે કૂતરાએ કહ્યુ કે 'મને તે કાંઇ ખાવા પણ આપતો નથી માટે હું ભસીશ નહિ'' ગધેડાએ ઘણુ સમજાવ્યો પણ કૂતરો એકનો બે થયો નહી ત્યારે ગધેડાએ કહ્યુ કે 'જો તુ નહિ ભસે તો મારે ભૂકવુ પડશે' કૂતરાએ કહ્યુ– જેવી તારી મરજી' ગધેડાએ ભૂકવાનુ શરૂ કર્યું નવો પરણેલો ધોબી સુખમા સૂતો હતો, તેની ઊંઘમા ખલેલ પડી ને તે ધોકો લઇને ઉઠ્યો ને ગધેડાના હાડકા ખોખરા કરી નાખ્યાં ચોરે ચોરનુ કામ કર્યું ને ગધેડાને માર પડ્યો આમ વગર અધિકારે માથુ મારનાર માર ખાય છે, ને તેનુ કાર્ય થતુ નથી એટલે જ્યા અધિકાર ન હોય ત્યા માથું મારવુ નહિ

अधिकार विना कार्यं, कार्यं नैव कथञ्चन ।
प्रहार रासभ प्राप्त, श्वकार्यं कर्तुमुद्यत ॥५९॥



## (૬૦) નીચનો સગ કરવો નહિ. તા ૨૧-૨-૫૪

નીચ પ્રકૃતિના હલકા લોકોનો સગ કરવો નહિ તેથી દરેક રીતે નુકશાન થાય છે નીચની સગતિથી કોઈ નવા ગુણ મળતા નથી, હોય તે ઘટે છે અને અવગુણ વધે છે ખરાબ સંસ્કારો વધે એટલે લક્ષ્મી ઘટે, આબરૂ-પ્રતિષ્ઠા ઓછી થાય એમ દરેક રીતે હલકા માણસની સગતિથી ગેરલાભ થાય છે માટે તે કરવી નહિ.

માનસરોવરમાં રહેનાર એક હંસ ઊડતો ઊડતો જતો હતો તે થાક ખાવા થોડો સમય એક વડના ઝાડ ઉપર બેઠો બાજુમાં જ એક કાગડો બેઠો હતો કાગડો હંસને કાંઈ ને કાંઈ પૂછવા લાગ્યો દસ-પંદર મિનિટ થઈ નહિ ત્યાં કાગડો ચરકીને ઊડી ગયો તે વડ નીચે એક રાજા સૂતો હતો બરાબર તેના મોઢા ઉપર ચરક પડયું રાજાએ ક્રોધે ભરાઈને બાણ માર્યું તે હંસને વાગ્યું ને હંસ તરફડતો નીચે પડયો રાજાએ હંસને પૂછયું કે તારા આવા લક્ષણ કેમ ? ત્યારે હંસે કહ્યું કે મહારાજ, આ લક્ષણ મારા નથી આ કર્તવ્ય તો કાગડે કર્યું છે, તેની સાથે હું બેઠો તેનું ફળ મારે ભોગવવું પડયું છે થોડો પણ નીચનો સંગ મારે છે

नाहं काको महाराज ! हंसोऽहं विमले जले ।
नीचसङ्गप्रसंगेन मृत्युरेव न संशय ॥१॥

नीचसङ्गो न कर्तव्यो नीचसङ्गेन दुर्गति ।
काकसङ्गा मरालस्य यथा मृत्युरजायत ॥६०॥

❀

## (૬૧) મૂર્ખને ઉપદેશ આપવો નહિ તા. ૨૧-૨-૫૪

ઉપદેશ-સામાનું હિત થાય એવો સદુપદેશ પણ સામી વ્યક્તિને જોઈને આપવો ઉપદેશ માટે કેટલાક આત્માઓ તદ્દન અયોગ્ય છે અતિશય ક્રોધી, અતિશય રાગી, અતિશય અભિમાની વગેરે આત્માઓને ઉપદેશ આપવાથી તેનું તો હિત થતું નથી, ઊલટું ઉપદેશ આપનારનું અહિત થાય છે એવા અયોગ્ય આત્માઓમાં મૂર્ખ આત્મા પણ અયોગ્ય છે, ઉપદેશને માટે સર્વથા લાયક નથી ઘણી વખત એવા પ્રસંગો બની જાય છે ત્યારે તેવા આત્માઓને ઉપદેશ આપનારને

સામે ઉપદેશ સાભળવો પડે છે અને એ ઉપદેશ ભારે પડી જાય છે

માહ મહિનાની ઠડી પડતી હતી ને તેમા માવઠુ થયુ હતુ આખી રાત ભીજાઇને ઠડીમા એક વાદરો ઠરી ગયો હતો સવારે સૂર્ય ઊગ્યો ત્યારે વાદરાના શરીરમા કાઇક ચેતન આવ્યુ સામે ઝાડ ઉપર એક સુઘરી રહે તેનો માળો એટલો સુન્દર કે ભલભલાને ઇર્ષા કરાવે તે માળાની બહાર નીકળીને ડાળ ઉપર બેઠી તેણે સામે વાદરાને ધ્રૂજતો જોયો તેના હૃદયમા દયા આવી ન તેણે વાદરાને કહ્યુ કે, વાનરભાઈ, તમારે માણસ જેવા હાથપગ છે, એક નાનકડુ ઘર બાધીને રહેતા હો તો આમ દુખી થવુ ન પડેને અમારે તો એકલી ચાચ છે છતા અમે કેવો સુદર માળો બાધીને રહીએ છીએ વાનરે સુઘરીને કહ્યુ કે તુ મને ઉપદેશ આપનારી કોણ ? મને ઘર બાધતા નથી આવડતુ પણ તોડતા આવડે છે એમ કહીને તે તો કૂદ્યો ને સુઘરીનો માળો વિખી નાખ્યો સુઘરીને મૂર્ખ વાનરને ઉપદેશ આપવાનુ ફળ મળી ગયુ મૂર્ખને ઉપદેશ આપવાનુ પરિણામ આવુ માઠુ આવે છે

उपदेशो न दातव्यो यादृशे तादृशे जने ।
पश्य वानरमूर्खेण सुगृही निर्गृही कृता ॥१॥
स्निग्धाय हित वाच्य सरलाय पुन पुन ।
दुर्विदग्धाय ना वाच्य, सुगृहीकपिजात या ॥६१॥



## (૬૨) પાત્ર કેમ બનાય ? તા ૨૪-૨-૫૪

કોઈ પણ ઇચ્છા પૂર્ણ કરવી હોય તો તેની યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ-પાત્ર થવું જોઇએ પાત્રમા કાઇ પણ

શક્યુ હોય તો ટકે છે પાત્ર ન હોય તો વસ્તુ ટકતી નથી ઢોળાઈ જાય છે, માટે વસ્તુ મેળવવા માટે અને મળેલી ટકાવી રાખવા માટે પાત્ર બનવુ જરૂરી છે, પાત્ર એમ ને એમ બનાતુ નથી પાત્ર બનવા માટે વણુ સહન કરવુ પડે છે એ સહન કરતા ઠગી જવાય તો પાત્ર બની શકાતુ નથી

ઘડો એ પાત્ર છે, તેમા અમૃત જેવુ પાણી જે આખા જગતનુ જીવન છે તે રખાય છે પણ તેણે પાત્ર બનતા કેટલુ સહન કર્યું છે ? પ્રથમ તે માટીરૂપે હતો, ખેતરમા ત્યા કોશથી તેને ખોદી-ખોદીને, પાવડાથી ટોપલીમા ભરી ભરીને ગધેડે ચડાવીને ઘેર લાવવામા આવ્યો ઘરના એક ખૂણામા દિવસો સુધી તેણે ટાઢ તડકા સહન કર્યા ત્યારે તેનો વારો આવ્યો પછી તેના ઉપર પાણી નાખી પગવડે ખૂબ ખૂદવામા આવ્યો કાકરા-કચરો વગેરે દૂર કરી માટીનો પિંડો બનાવીને ચાક ઉપર ચડાવવામા આવ્યો ને ગોળ ગોળ ચક્કર ચડે એ રીતે ફેરવ્યો કેટલાએ ટપલા મારીને તેનો ઘાટ ઘડ્યો, પછી તડકે સૂકવ્યો ને નીભાડામા ભરીને અગ્નિમા બાળ્યો ત્યાથી કાઢીને વખત આવ્યે ગધેડે બેસાડીને બજારમા બધાની વચ્ચે ચોકમા ખુલ્લો મૂકયો જતા આવતા લોકો ટકોરા મારી-મારીને તેની તપાસ કરવા લાગ્યા આટલુ સહન કરવા છતા બોદો અવાજ કાઢે તો કોઈ લે નહિ ને તે પાત્ર ગણાય નહિ એટલે ટકોરા માર ત્યારે પણ તેનો રણકાર સામાના કાનને સતોષ પમાડે આમ તે પાત્ર બન્યો અને તેમા વસ્તુ ટકવા લાગી પાત્ર બનવુ સહેલુ નથી અને પાત્ર બન્યા વગર કાઈ મળતુ નથી, માટે પાત્ર બનવુ-ગમે તેમ થાય તો પણ પાત્ર બનવુ

पात्रं भव न चापात्रं, पात्रमायाति सम्पद ।
घटोऽपि पात्रतां प्राप्त, सम्भृतो निर्मर्जलै ॥ ६२ ॥



## (૬૩) યોગની મસ્તી તા. ૨૫-૨-૫૪

ભોગની વાસના કહેવાય છે રોગની પીડા કહેવાય છે અને યોગની મસ્તી કહેવાય છે ભોગની વાસના જેને સતાવતી હોય, રોગની પીડા જેને પીડતી હોય તે દુખી છે ને દુખ દૂર કરવાનુ કોઇ પણ સમર્થ સાધન હોય તો તે યોગની મસ્તી છે જેટલે અંશે એ મસ્તી વધે છે તેટલે અંશે ભોગની વાસના અને રોગની પીડા ઓછી થતી જાય છે યોગ જુદી વસ્તુ છે યોગ ધારણ કરનારા અને તેને નભાવનારા ઘણા આત્માઓ છે પણ તેની મસ્તીવાળા આત્માઓ રાજાની પણ પરવા કરતા નથી એવા યોગીઓ અભિમાની નથી હોતા, અતિશય વિનમ્ર હોય છે, છતા તેઓ કોઇથી પણ દબાતા નથી ચદ્ર ચન્દનથી પણ અધિક શીતળ હોવા છતા અગ્નિ કરતા પણ વિશેષે તાતા હોય છે તેનાથી દુર્ગુણો અને કર્મો પણ કપે છે એવી મસ્તી માટ પ્રયત્ન કરવો જરૂરી છે યોગની મસ્તી પ્રત્યેનો દઢ અનુરાગ કેળવવો આવશ્યક છે તે પ્રત્યે પ્રેમ જાગૃત થશે એટલે બીજા બધા તરકટો કે જે ડગલે ને પગલે ઉપાધિ ઉત્પન્ન કરે છે તે દૂર થશે થોડી થોડી પણ એવી મસ્તી કેળવો અને તેની મજા અનુભવો.

स्वात्मनि योगिनो लीना, लीना भोगेषु भोगिन ।
रोगेषु रोगिणो लीना, येनेष्ट तेन गम्यताम् ॥ ६३ ॥



## (૬૪) મગશેળીઓ તા ૨૬-૨-૫૪

મગશેળીઓ એ એક પત્થર છે, તેનો રંગ કાળો હોય છે અને સ્પર્શ લીસ્સો હાથમાથી સરકી જાય એવો હોય છે તે કદમા મગ જેવડો હોય છે એક વખત આકાશમા ગર્જના કરતા પુષ્કરાવર્ત મહામેઘને તેણે કહ્યુ કે–તારુ બળ હુ ત્યારે સાચુ માનુ કે જો તુ મને પીગળાવે–કાઈક પોચો પાડે તો મેઘ આ સાભળી હસ્યો મોટા મોટા પત્થરોને પોચા પાડવાની તાકાતવાળા મારી પાસે આ કોણ હિસાબમા? તેણે મોટી મોટી ધારાઓથી વરસવા માડ્યુ એક દિવસ બે દિવસ નહિ એક સરખુ સાત દિવસ તે વરસ્યો ને પછી શાત થઈ ગયો સાત દિવસ પછી જ્યા જોવે તો પેલો મગશેળીઓ વધારે ચમકવા લાગ્યો એ જરા પણ પીગળ્યો ન હતો, જરી પણ પોચો પડ્યો ન હતો મેઘ શરમાઈને ચાલ્યો ગયો

પુષ્કરાવર્તના મેઘમા મગશેળ ન ભીંજે મેઘ હો તો મગશેળીઆ ઉપર મહેનત ન કરતા મહેનત માથે પડશે જો ધર્મ પાળવાની ભાવના હોય તો મગશેળીયા જેવુ કઠિન હૃદય ન રાખતા મગશેળીઆ મટીને પોચા પત્થર બનજો તો અવશ્ય કાઈક લાભ થશે

बुध्यते नहि केनापि, महामिथ्यात्वमोहित ।
नार्द्रोऽभूत् पुष्करावर्तन, यथा मुद्गशैलक ॥ ६४ ॥



## (૬૫) કેવળજ્ઞાન કેમ મળે ? તો કે આમ !

૨૭ ૨–૫૪

કેવળજ્ઞાન મેળવવુ સહેલુ નથી, આત્મા બળીઓ બને અને કર્મ સામે પૂરુ વીર્ય ફોરવે ત્યારે કેવળજ્ઞાન મળે છે પણ શક્તિવાળા આત્માઓને કર્મના ચૂરા કરી નાખવા એ રમતવાત છે નીચેના પ્રસંગો આત્માને કેવળજ્ઞાન મેળવવુ કેટલુ સહેલુ છે તેનો ખ્યાલ આપે છે

૧ મરુદેવા માતાએ હાથીની અંબાડી ઉપર બેઠા બેઠા કેવળજ્ઞાન મેળવ્યુ
૨ પૃથ્વીચંદ્રે રાજ્ય સિંહાસન ઉપર મેળવ્યુ
૩ ગુણસાગરે લગ્ન કરતા હસ્તમેળાપ વખતે
૪ અઈમત્તા મુનિએ ઇરિયાવહી પડિક્કમતા
૫ અર્ણિકાપુત્ર આચાર્યે ગંગા નદી ઉતરતા શૂળી ઉપર
૬ ભરત મહારાજાએ અરિસા ભવનમા પ્રતિબિંબ જોતા
૭ ઇલાચી કુમારે વાસ ઉપર નાચ નાચતા
૮ અષાઢભૂતિએ ભરતચક્રીનુ નાટક ભજવતા
૯ મૃગાવતીએ ચંદનબાળાને ખમાવતા
૧૦ સ્કન્દસૂરિના ૫૦૦ શિષ્યોએ ઘાણીમા પીલાતા
૧૧ પુષ્પચૂલા સાધ્વીજીએ આચાર્યમહારાજને ગોચરી લાવી આપતા
૧૨ ૫૦૦ તાપસોએ ખીરનુ ભોજન કરતા
૧૩ નાગકેતુએ જિનવરની પુષ્પપૂજા કરતા નાગ ડમ્યો ત્યારે
૧૪ ચંડરુદ્રાચાર્યના શિષ્યે ગુરુને સાથે લઇને વિહાર કરતા

૧૫ વલ્કલચીરીએ પાત્રની પ્રમાર્જના કરતા
૧૬ ઢંઢણમુનિએ ગોચરી પરઠવતાં

આમ કેવળજ્ઞાન ઝટપટ મળી જાય છે પણ ક્ષપકશ્રેણી ઉપર ચઢતા આવડવુ જોઇએ પછી કોઈ પૂછે કે કેવલજ્ઞાન કેમ મળે? તો કહીએ કે આમ

'केवलज्ञानसम्प्राप्ति-र्दुष्करा दुर्बलात्मन' ।
सुकरा सा भवेन् सद्यो, यथा मा बल्वान् भवेन् ॥६५॥

## (૬૬) એ શુ કામ કરે છે? તા. ૨૮--૨--૫૪

એક વખત કાન, આખ, નાક, જીભ, હાથ, પગ વગેરે બધાની સભા મળી એ સભામા મહુ પોતાનુ કામ ગણાવા લાગ્યા અને કહ્યું કે હુ સાભળવાનુ કામ કરુ છુ મારા કામ માટે હુ ચોવીશ કલાક તૈયાર રહુ છુ એક ક્ષણ પણ મારા દ્વાર બધ થતા નથી હુ કામ ન કરુ તો આપણી સસ્થાને મોટુ નુકશાન સહન કરવુ પડે આંખે પોતાની કારકીર્દી રજૂ કરીને કહ્યુ કે મારે પણ ઓછુ કામ નથી રહેતુ દરેક પ્રવૃત્તિનો આધાર મારા ઉપર છે હુ જો કામ ઓછુ આપુ તો આ સસ્થાની ઘણી પ્રવૃત્તિઓ બધ કરવી પડે નાક કહેવા લાગ્યુ કે મારુ કામ તમને નજીવુ લાગતુ હશે પણ એ નજીવા કામની કિંમત ઘણી છે તમારા બધાની આબરૂ મારા ઉપર છે વસ્તુ સારી છે કે ખરાબ તેની પરીક્ષા હુ જ કરી શકુ છુ જીભ બોલી ઉઠી કે તમારા બધા પાસે એક એક કામ રહે છે તો મારી પાસે બે કામ રહે છે, રસ પારખવાનુ અને બોલવાનુ છએ રસ અને નવે રસ મારામા સમાઇ જાય છે ઘણી વખત

મારે કામ એટલુ આવી પડે છે કે ખાવાનુ અને બોલવાનુ હુ એક સાથે કરવા માડુ છુ જો કે ત્યારે મારા એકે કામમા મઝા આવતી નથી અને લોકો એને મૂર્ખતામા લઈ જાય છે પણ તે સર્વ સહન કરીને પણ હુ મારી ફરજ અદા કરુ છુ હાથ પગે કહ્યુ કે તમારે બધાને કામ છે પણ ખરી મહેનતનુ કામ તો અમે જ કરીએ છીએ તમને બધાને માફક કરવા, વ્યવસ્થિત રાખવા, ક્યાય પણ લઈ જવા લાવવા એ બધુ કામ અમારે માથે છે એમા અમે જરી પણ વાધો આવવા દીધો નથી બધા પોત પોતાનુ કરી રહ્યા એટલે કામ પૂરુ થયુ, ત્યા જીભ બોલી ઉઠી કે આપણે બધા બધુ કામ કરીએ છીએ પણ આ પેટ શુ કામ કરે છે? એ તો બેઠુ બેઠુ ખાધા જ કરે છે તે કાઈ પણ કામ કરતુ નથી બધા તે વાતમા એકમત થઇ ગયા પેટ મોટુ હતુ, તેને કાઇ કહેવાનુ હતુ જ નહિ છેવટે ઘણી ચર્ચાને અતે બધાએ ઠરાવ કર્યો કે પેટને હરામનુ ખાવા આપવુ નહિ ખાવાનુ બધ થયુ ને એકાદ દિવસ તો બધાનુ કામ વ્યવસ્થિત ચાલ્યુ, બીજો દિવસ બધાએ ખેચ્યો પણ ત્રીજે દિવસે તો બધા બૂમ પાડવા લાગ્યા પગ ચાલવાની ના પાડવા લાગ્યા, હાથ ધ્રૂજવા માડયા, આખ ઊંચી પણ થતી નહિ, કાન અને નાકને પણ કામમા રસ ન રહ્યો, જીભ સૂકી થઈ ગઇ-ફરી બધા એકઠા થયા ને આમ કેમ થાય છે, તેનો ગભીર વિચાર કર્યો બધાને સમજાયુ કે આપણામા શક્તિ પૂરવાનુ કામ પેટ કરે છે એ છે તો આપણુ કામ થાય છે ખરી વાત એ છે બધા ઠેકાણે આવી ગયા ને પેટનો હક મત ચૂકવવાનુ શરુ કરી દીધુ સમાજમા ઘણા માણસો આ આખ, કાન વગેરેના માફક વિચાર કરતા હોય છે, અમુક આત્માઓ

શુ કામ કરે છે, નકામા બેઠા બેઠા જ તેઓ ખાય છે, હરામનુ ખાય છે ઇત્યાદિ પણ તે વિશિષ્ટ મહાન આત્માઓથી જ સમાજના તંત્રો વ્યવસ્થિત ચાલે છે નહિ તો બધુ તંત્ર અટકી પડે ખરી શક્તિ તેઓથી પૂરી પડે છે બીજા બધા મજૂરી કરે છે પણ નાયક આત્માઓ બધાને વ્યવસ્થિત રાખે છે તે નકામા છે એવો વિચાર મૂર્ખતા ભરેલો છે તે વિચાર પોતાના જ ગેરલાભનો છે, ખરુ કામ તેઓ જ કરે છે

निष्क्रियोऽपि सत्कार्य , मन्यता सत्त्वपूरकः ।
असत्कृतास्तत सर्वं , रुद्ध स्यादुद्दरापथा ॥ ६६ ॥



## (૬૭) સ્વાર્થ સાધો તા. ૨૮-૨-૫૪

કોઈને કહેવામા આવે કે આ સ્વાર્થી છે, આ સ્વાર્થસાધુ છે, તો તેને ખરાબ લાગશે પણ જો તે ખરેખર સ્વાર્થ સાધતો હોય તો તેમા ખરાબ લાગવા જેવુ કાઈ નથી દરેકે સ્વાર્થ સાધતા શીખવુ જોઈએ સ્વાર્થ સાધવો એ જ સાચો ધર્મ છે સ્વાર્થ એ બે શબ્દો મળીને એક શબ્દ બનેલો છે તેમા સ્વ અને અર્થ એમ બે શબ્દો છે સ્વનો અર્થ પોતે પોતાનુ એવો થાય છે અને અર્થનો અર્થ પ્રયોજન, સંપત્તિ એવો થાય છે પોતાનુ પ્રયોજન સિદ્ધ કરવુ, પોતાની સંપત્તિ મેળવવી એનુ નામ સ્વાર્થ સાધવો એ છે એટલે જેટલા આત્માઓ સિદ્ધ થયા છે તેમણે ખરેખર સ્વાર્થ સાધ્યા છે તમે પણ સ્વાર્થ સાધો પણ ફક્ત પોતે અને પોતાનુ સાચુ શુ છે? તે સમજીને સાધો પછી તો તમે સ્વાર્થ સાધતા હશો અને બીજા તમે પરોપકારી છો, પરમાર્થ કરો છો એમ કહેશે માટે સાચો સ્વાર્થ સાધો

स्वार्थं यत्र मता साध्य , स्वार्थो हि जगदुत्तम ।
अभावात् स्वपदार्थस्य, स्वार्थोऽपि दृश्यते जने ॥ ६७ ॥

卐

## (૬૮) મોટી લીટીને નાની કરતાં શીખો

તા ૨-૩-૫૮

એક રાજસભામા મહાન યોગી જઈ ચડયા સભા ચિક્કાર ભરાયેલી હતી ત્યા યોગીએ બધાને ઉપદેશ આપવા માટે એક પાટિયુ (Black Board) મગા યુ અને તેના ઉપર એક લીટી —— દોરી અને સભાને કહ્યુ કે આ લીટીને નાની કરવાની છે જેને આવડતુ હોય તે ઊઠો અને લીંટીને નાની કરી આપો ઘણા માણુસો લીંટીને નાની કરવા માટે ઊઠયા પણ યોગીએ કહ્યુ કે લીંટીને ભૂસ્યા વગર નાની કરવાની છ માટે એ રીતે જેને આવડતુ હોય તે આવો અને લીંટીને નાની કરી બતાવો ઊભા થયેલા માણસો શરમાઈ ગયા ને બેસી ગયા થોડો સમય યોગીએ રાહ જોઈ પણ જ્યારે કોઈ, આગળ આવ્યુ નહિ એટલે યોગીએ જાતે જ તે લીટીની નીચે એક મોટી લીટી દોરી અને બધાને પૂછયુ કે ઉપરની લીટી કેવડી છે? બધા બોલી ઊઠયા કે 'નાની' આમ ઉપરની લીટીને ભૂસ્યા વગર યોગીએ તેને નાની કરી બતાવી ને કહ્યુ કે તમે બધા લીટીને ભૂસીને નાની કરવાનુ શીખ્યા છો પણ તે બરાબર નથી લીટીને ભૂસીને નાની કરવી તેનુ નામ ઈર્ષા છે અને લીટીની નીચે બીજી મોટી લીટી દોરીને નાની કરવી તેનુ નામ સ્પર્ધા છે ઈર્ષાવાળો માણસ પોતે આગળ વધવા પ્રયત્ન નથી કરતો પણ આગળ વધેલાને પાછળ પાડવા મથે છે ને તેમ કરીને પોતે મોટો થવા માગે છે પણ તેમા પોતે મોટો થતો નથી

કદાચ બીજો પાછો પડે પણ પાછો પાડનારને કશો લાભ થતો નથી સ્પર્ધાવાળો માણસ સામાથી આગળ વધવા માટે ખૂબ પ્રયત્નો કરે છે ને આગળ વધી જાય છે સ્પર્ધા એ ગુણ છે મોટી લીટીને ભૂસ્યા વગર નાની કરતા શીખો ને મોટા બનો.

> यतनीय गुणप्राप्त्यै, न पुनर्गुणहानये ।
> रेखा ह्रस्वकृता यद्वद्, यामिना परस्त्वया ॥ ८॥



## (૬૯) વાનરવેડા — તા. ૫-૩-૫૮

વનમા વાદરાઓની સભા મળી, તેમના આસનો આવનારાઓને બેસવા માટે વૃક્ષની શાખાઓ ઊંચીનીચી હતી એટલે આવનાર શરૂઆતથી જ ઊંચેનીચે બેસતા હતા કોઇને પંક્તિમા એક સરખુ બેસવાનુ હતુ જ નહિ બધા દાતિયા કરીને નવા આવનારનુ સ્વાગત કરતા હતા સભામા દરેકને ગમે તેવી ચર્ચા કરવાની છૂટ હતી છેવટે કુદાકૂદ, લડલડા, દાત અને નખની અણીઓનો સારી રીતે ઉપયોગ એકબીજા સામે કરીને વીખરાઈ જતા હતા આવુ વ્યક્તિગત કે સમષ્ટિગત આચરણ થોડુ કે ઘણુ જ્યા થાય છે તેને વાનરવેડા કહેવામા આવે છે એ વાનરવેડાથી પોતાને અને બીજાને નુકસાન થાય છે, પરિણામ સારુ આવતુ નથી, મર્યાદા અને પ્રતિષ્ઠા ઘટે છે ઘણે સ્થળે કેટલાક લોકો સભા ભર છે કે કોઈ કાર્ય માટે એકઠા થાય છે ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે વાનરવેડા જોવામા આવે છે સભ્ય તરીકે ગણાવુ હોય તો વાનરવેડા છોડી દેવા જરૂરી છે બાકી વાનરની સભાના સભ્ય ગણાવુ હોય તો કાઈ કહેવાનુ નથી જે ગમે તે તરફ આગળ વધો અને તેના પરિણામ અનુભવો

शुष्क समाया खलु मर्कटानां शाखास्तरूणां मृदुलासनानि ।
सुभाषितं चीत्कृतिगानियेयी, दन्तैर्नखाग्रैश्च विपादितानि ॥
(जगन्नाथ)

शाखामृगाणां विटपा विशाप्ताऽऽसनानि चीत्काररवश्च भाषणम् ।
परस्परं दन्तनखाग्रपीडनं, सुस्वागतं पर्वणि दर्शनीयम् ॥६९॥



## (૭૦) વડા થવુ સહેલુ નથી તા ૫-૩-૫૪

વડાનો અર્થ મોટા થાય છે, આ અમારામા વડા છે એટલે મોટા છે વડાનો બીજો અર્થ ખાવાની ચીજ થાય છે વડા એમ ને એમ થતા નથી ઘણુ સહન કરે ત્યારે વડા થવાય છે ચોળા કે બીજા મગ, મઠ, આદિમાથી કોઈ પણ કઠોળના વડા કરવાના હોય તો તે આખા દાણાની પહેલા દાળ કરવી પડે એટલે નરમાથી નારી થવુ પડે, પછી પાણીમા પલળવુ પડે, પછી પત્થર ઉપર પીસાઇ પીસાઇને પીડારૂપ થઇ જવુ પડે, પઠી તેલમા તળાવુ પડે, પછી કેટલીક વખત વીધાવુ પડે ત્યારે વડા થઇને બહાર અવાય

જો ઉપરના ક્રમમાથી એક પણ સ્થિતિમાથી ડગી જવાય તો "વડા" રૂપે બહાર આવી શકાતુ નથી

ઉપર પ્રમાણે માણસમા વડા થવા ઇચ્છનારે ઘણુ સહન કરતા શીખવુ જોઇએ વડા થવુ સહેલુ નથી

यदीच्छसि महत्त्वं तत् तर सागरमापदाम् ।
विनाऽऽपदा पदं न स्याद्, वटकादवबुध्यतामिदम् ॥७०॥



(૭૧) ફરજ અદા કરવી તા ૭-૩-૫૪

દરેકની ફરજ જુદીજુદી હોય છે પોતાની ફરજ શુ છે ? તે દરેકે જાણી લેવુ જોઇએ પોતાની ફરજ જે હોય તે અદા કરવી જોઇએ ફરજ એટલે કાર્ય-કર્તવ્ય, અદા કરવી એટલે બજાવવુ, કરવુ સામો બીજો કોઈ કદર કરે કે ન કરે તો પણ પોતાનુ કર્તવ્ય પોતે કરવુ એ પોતાના હિતમા છે સામાના દોષથી કર્તવ્યથી ચૂકી જનાર સામાનુ નુકસાન કરે કે ન કરે પણ પોતાનું તો નુકસાન કરે છે

ફરજ અદા કરવામા જ્યારે મનમા શિથિલતા આવે ત્યારે નદીને યાદ કરવી સરિતા-નદી પાણીનો પ્રવાહ એ ચી જાય છે, તે તેનુ કાર્ય કરે છે, તેને કોઈ વખાણે કે વગોડે તેની જરી પણ પરવા નહીં કરતી નથી વૃક્ષોને સભારવા કે વૃક્ષો ટાઢ-તડકો સહન કરીને પણ બીજાને છાયો આપે છે તેને કોઇએ ફરિયાદ કરતા જોયુ નથી કે તમે મારી કદર કેમ કરતા નથી સૂર્ય-ચદ્ર પ્રકાશ પાથરે છે, જગતને અજવાળે ભરી દે છે, વરસાદ વરસી વરસીને વિશ્વને ભીંજવી દે છે, એ બધા કયા સામાની કદરની આશા રાખે છે તેઓ તો પોતાનો ફરજ અદા કરતા શિખવુ એમા મહત્તા માને છે એથી લાભ છે, એમ સમજાવે છે, ફરજ અદા કરનારની કદર ન કરનારા અને તેને વખોડનારા મૂર્ખ દુર્જન ગણાય છે અને ફરજ અદા કરનારા સુજ્ઞ સજ્જન ગણાય છે એ જ મોટો લાભ છે અને તેમા શ્રેય છે

> कर्तव्य कुरु निष्कामो, भूत्वा निज यथोचितम् ।
> सूर्याचन्द्रमसाम्भोद-नदीपादपवृत्तत ॥ ७१ ॥

(૭૨) જીભને જાળવજો તા. ૭-૩-૫૪

જાળવવા જેવી–સભાળીને રાખવા જેવી ઘણી ચીજો છે તેમા જીભ એ વિશેષ જાળવવા જેવી છે, તે બહુ છૂટી મૂકવા જેવી નથી તેમ બાધી રાખવા જેવી પણ નથી તેના ઉપર બળ ત્કાર કરવાથીયે નુકશાન થાય છે અને ફાવે તેમ કરવાથી યે ફાયદો નથી બત્રીશ બત્રીશ મજબૂત ચોકીદારોની રાતદિવસ એક સરખી ચોકી હોવા છતા તે અખણી રહેતી નથી એટલી એ વિચિત્ર છે ચોકીદારો મજબૂત છે છતા તેનાથી ડરતા રહે છે

એક વખત જીભ ઉપર દાબ બેસાડવા માટે તે બત્રીસે ચોકીદારોએ તેને કહ્યુ કે તુ બહુ લવારો કરવાનુ છોડી દે નહિ તો અમે બળવાન બત્રીશ છીએ એટલે તને હેરાન કરીશુ જવાબમા જીભે કહ્યુ કે તમે બધા જડ છો, મજૂરી કરવા જનમ્યા છો, ચાવી ચાવીને તેયાર કરો છો ને હુ તેનો સ્વાદ લઉ છુ બત્રીશે સામો જવાબ આપ્યો કે રાડ પાડુ બોલી અમે તને કચરી નાખીશુ, ત્યારે સ્વાદ લેવા કયા જઈશ ? માટે ચૂપ રહે, જીભે કહ્યુ કે આવો તો ખરા મને કચરવા, તમે કચરવા આવો એ પહેલા હુ એક વચન એવુ બોલીશ કે કોઈના ડાબા હાથની થપ્પડ ભેગા તમે બત્રીશે બહાર નીકળી પડશો જીભની વાત સાભળીને બત્રીશે ડરી ગયા ને કહેવા લાગ્યા કે માતા, એવુ કઈ બોલતી નહિ કે જેથી અમારુ સ્થાન ટળી જાય આ બત્રીશ ચોકીદારો એ દાત છે આ દાત અને જીભસ વાદ કવિતામા નીચે પ્રમાણે છે

દાત કહે સૂણ જીભ રાડ, તુ મ કરીશ લવારો,
અમે ઘણા છુ સબલ, કામ તો ટાળીશ તારો ૧

મજૂરી કરવા કાજ, સબલ તો સરજ્યા તમો,
ચાનાં અળગા થાવ, સ્વાદ તો લેસ્યો અમો ૨

મ કરીશ વા૰ વેલજી કહે, દાત જીભ તુજને આપનો;
પણ એક બોલ એવો કહું દાત બત્રીશે પાડશે ૩

બીના બત્રીશે બાપડા, બીવે બે કર જોડ,
માતા એહવુ બોલજે દાત નાવે ખોડ ૪

માટે જીભ જાળવવા જેવી છે, જાળવશો તો સુખી થશો અને નહિ જાળવો તો દુખી

सर्वदा मनन नीचा, सधाद दन्तजिह्वया ।
रमता कोपनीया नो, विज्ञाय त्वर्ता मृदुम् ॥ ७२॥

𝄜

## (૭૩) સોય અને ચારણી તા ૯-૩-૫૪

સોય જે સાંધવાનુ કામ કરે છે તેમા દોરો પરોવવા માટે માથે કાણુ છે અને ચારણી કે જે ચાળવાનુ કામ કરે છે તેમા અનેક છિદ્રો છે એક વખત સોય અને ચારણી બન્ને ભેગા થઈ ગયા ચારણી સોયને જોઇને તેની ચિંતા કરવા લાગી અને સોયને કહેવા લાગી કે બ્હેન! જોને તારે માથે કાણુ છે માથે કાણુ કેટલુ ભૂડુ લાગે છે સોયે તે હકીકત સાભળીને ચારણીને કહ્યુ કે બ્હેન, જોને મારે માથે તો એક જ કાણુ છે પણ તારે આખે શરીરે કાણા છે તેનો તો તુ કાઈ ઉપાય કરતી નથી અને મારા એક કાણાની ચિંતા કરે છે આ વાત સાભળીને ચારણી ચૂપ થઇ ગઇ

ચારણીના જેવા કેટલાક લોકો પોતાના સેંકડો છિદ્રો જોતા નથી અને સોય જેવા બીજાના નાના નાના એકાદ છિદ્રને જોયા કરે છે છેવટે એવા છિદ્ર જોનારા છિદ્રાન્વેષી લોકો પાછા પડે છે છિદ્રો જોવા હોય તો પોતાના જોવા અને પૂરવા માટે પ્રયત્ન કરવો પણ ચારણીની જેમ પારકા છિદ્રો જોતા શીખવું નહિ

शिरस्थेनाहितच्छिद्रां, सूचीमाक्षिपती मुहुः ।
चालनी स्वा शतच्छिद्रा, तनु ननु न पश्यति ॥ ७३ ॥



## (૭૪) નાક કપાવતાં પહેલાં વિચાર કરજો

તા. ૯-૩-૫૪

તમે જો નાક ન કપાવ્યુ હોય તો ચેતી જજો, કપાવા માટે તમને ઘણા કહેશે પણ કપાવતા પહેલા વિચાર કરજો વાત એમ છે કે એક મહાન રાજ્યમા એક ચાલાક બધી વાતે પૂરો બદમાસ માણસ હતો તે બે ત્રણ વખત ગુન્હો કરતા પકડાઇ ગયો છેવટે તેને બધા ઓળખે તે માટે રાજાએ તેનુ નાક કપાવીને કાઢી મૂકયો મનમા દુખ રાખીને તે દૂર દેશ ચાલ્યો ગયો ભગવા કપડા પહેરીને પોતાને મોટો સન્યાસી કહેવરાવવા લાગ્યો લોકો ધર્મ સાભળવા આવે કોઈ પૂછે કે આપના નાકને શાથી ઇજા થઈ? તો કહે કે ઈજા નથી થઈ પણ મે તે જાણી જોઇને કપાવી નાખ્યુ છે કારણુ કે વચમા ડુગરા જેવું તે ઈશ્વરના દર્શન કરવામા આડુ આવતુ હતુ એ કઢાવી નાખ્યુ એટલે હવે સાક્ષાત્ વિષ્ણુના દર્શન થાય છે તેની બોલવાની

વિષ્ણુના દર્શન થાય છે તેની બોલવાની અને સમજાવવાની તાકાત એટલે તેના ચેલા થવા માટે પણ ઘણા તૈયાર થયા જે ચેલો થાય તેનું નાક કપાવવુ પડે, એમ તેનો પરિવાર વધ્યો તેના પથનુ નામ સાક્ષાત્ વિષ્ણુદર્શન પથ" રાખવામા આવ્યુ એમ વધતા વધતા ૫૦૦ ચેલા થયા એટલે તે જે રાજાએ તેને શિક્ષા કરી હતી ત્યા આવ્યો ત્યા તેનો ખુબ પ્રભાવ વધ્યો, રાજા પોતે પણ દર્શન કરવા આવવા લાગ્યો પોતાની છેલ્લી ઉંમરમા રાજાને પણ સાક્ષાત્ વિષ્ણુદર્શન કરવાનુ મન થયુ રાજાનુ નાક કાપવાનો અવસર પણ પેલો મહંત કેમ જતો કરે ? તેને પણ મનમા ખુબ હર્ષ થયો રાજાયે મંત્રીને વાત કરી મંત્રી બુદ્ધિમાન હતો તેણે વિચાર કર્યો કે રાજા નાક કપાવશે તો હુ પણ મોટી ઉંમરનો છુ એટલે મારે પણ નાક કપાવવુ પડશે એટલે મંત્રીએ રાજાને કહ્યુ કે આપ હમણા ઉતાવળ ન કરો પહેલા હુ નાક કપાવીને જોઉં કે સાક્ષાત્ ભગવાન દેખાય છે કે નહિ, પછી આપનો વારો રાજાએ તે કબૂલ કર્યું, બીજે દિવસે મંત્રીને નાક કપાવવાનુ પણ આગલા દિવસની રાત્રે તેમાથી એકને પકડીને મંત્રીએ ખુબ માર મરાવીને બધી વાત કઢાવી પેલાએ જેટલુ જાણતો હતો તેટલુ કહી દીધુ તે ઉપરથી મંત્રીએ આ મહંત કોણ છે ? તેની કલ્પના કરી લીધી બાજે દિવસે મહંતના રહેઠાણની આજુબાજુ પોલીસો ગોઠવી દીધા ને બધાની વચ્ચે તેને ખુલ્લો પાડયો બધા નકટાઓ નાસી ગયા રાજાને મંત્રીએ બચાવી લીધો પેલા બદમાશને શિક્ષા કરી આ વાત છે દુનિયામા આવા નાક કપાવવા જેવા સાક્ષાત્વિષ્ણુદર્શન પંથો ઘણા ચાલે છે, તેવા પંથોના સભ્ય બનતાં પહેલાં ખૂબ વિચાર કરજો વીતરાગ પરમાત્મા સિવાય બીજો કોઈ

પણ પ્રત્યે દૃષ્ટિરાગ કેળવવો એ નાક કપાવવા જેવું છે, માટે તેથી બચશો તો સુખી થશો.

साक्षाद्विष्णोर्दर्शनं कर्तुकामो,
मायापाशे पापिभिः पातितस्त्वम् ।
तूर्णं नासां छेदयैनैव राजन् !
निर्णासानां यत्र लज्जा न हानि ॥७४॥



## (૭૫) શંકા તા. ૧૧–૩–૫૪

શંકા એ ભયંકર ચીજ છે શંકાથી સંબંધ બગડે છે શંકા મનના નબળા માણસોને ખૂબ સતાવે છે શંકા બહેરા માણસોને બહુ થાય છે જ્યારે શંકા મનમાં ભરાઈ જાય છે ત્યારે તે પોતાનુ સ્થાન ધીરે ધીરે એવુ જમાવી દે છે કે પછી તેને કાઢવી ભારે પડે છે, માટે શંકા પ્રથમથી જ મનમા પેસવા ન દેવી તે મનમા ન પેસે તે માટે શંકા જે કારણોથી થતી હોય તે કારણોને દૂર કરવા, તે દૂર કરવાના ઉપાય આ પ્રમાણે છે જે બાબતની અને જેના પ્રત્યે શંકા હોય તે બાબત તેને રૂબરૂ જઈને પૂછી લેવી કેટલીક બાબતો પૂછી શકાય એવી ન લાગતી હોય તો પણ શંકા દૂર કરવા માટે પૂછી લેવી પણ શંકાને એક ક્ષણ પણ ટકવા દેવી નહિ શંકા દૂર કરવા માટે પોતે નિષ્પાપ બનવુ, નિર્દંભ બનવુ, પાપી દંભી અને સ્વાર્થીને શંકા થયા જ કરે છે ધર્મ કરનારાઓને ધર્મ પ્રત્યે જ શંકા થાય છે તેમાં પણ સ્વાર્થ ધર્મના ફળની ઇચ્છા પ્રબળ કારણ છે કોઈ પણ જાતના ફળની કામના વગર કરેલો ધર્મ અવશ્ય ફળે છે ધર્મને વિષે શંકા થાય ત્યારે થોડી

ધીરજ કેળવવી અને ધર્મનું પોતે આચરણ કરતા હોય તેમા કાઇ ભૂલ તો થતી નથીને તેનો ખૂબ વિચાર કરવો ભૂલો દૂર કરવી પણ શંકા કરીકરીને મનને ડોળવું નહિ શંકાથી પોતાને અને પરને ઘણું નુકશાન પહોચે છે શંકા તે ભયકર ચીજ છે

> शङ्कावटे पतनमाचरित न येन,
> नून पर सुखमनूनमवापि तेन ।
> य सशयामयमितो यमितो नितान्त,
> सोऽय सदा विकलता कलयत्यशान्त ॥७५॥

❖

## (૭૬) ઉપકાર તા ૧૨-૩-૫૪

ઉપકાર કરવો એ સહેલુ છે પણ તે કરતા ઉપકાર કર્યા પછી એ ઉપકાર કર્યાનુ ભૂલી જવુ ઘણું જ મુશ્કેલ છે એમા પણ જેના ઉપર ઉપકાર કર્યો હોય છે તે કોઇક વખત અપકાર કરે ત્યારે તો ઉપકાર કરનાર પોતાના મનને વશ રાખી શકતો નથી બીજુ બીજાએ કરેલા ઉપકારને પણ યાદ રાખવાનુ કામ પણ સહેલુ નથી પોતે જે બીજા ઉપર ઉપકાર જેવુ કાઇક કરે છે તેને જે કાચથી જોવામા આવે છે તે અને બીજા પોતા ઉપર જે ઉપકાર કરે છે તે જે કાચથી જોવામા આવે છે તે બન્ને કાચો જુદા હોય છે પહેલામા નાનાને મોટા દેખાડવાની શક્તિ છે અને બીજામા મોટાને નાના દેખાડવાની શક્તિ છે વસ્તુસ્થિતિ આવી છે એટલે ઉપકારને માટે નીચેના કેટલાક સૂત્રો હૃદયમા કોતરી રાખવા જરૂરી છે

१ જો ઉપકાર ગાવાની ભયકર આદત છોડી શકાતી ન હોય તો ઉપકાર કરવા કરતા ન કરવો એ ઇચ્છનીય છે
२. ઉપકાર કરીને તેને ભૂલી જવો પોતે પોતાની ફરજ માત્ર અદા કરી છે એમ માનવુ.
३ પોતે કરેલા ઉપકારને બહુ મોટા કાર્ય તરીકે ન ગણવો
૪ બીજાના ઉપકારને યાદ કરવો
૫ બદલા વગર ઉપકાર કરનારા મહાન આત્માઓને દૃષ્ટિ સમક્ષ રાખવા
૬ અપકારી ઉપર ઉપકાર કરનારા જીવનનું ચિંતન મનન કરવું
૭ પોતે કરેલા ઉપકારોના ભાર નીચે દબાયેલ છે તે વિચારવુ
૮ ઉપકારનું ઋણ પ્રત્યુપકારથી જ નથી વળતુ પણ જેઓએ બદલાની ઈચ્છા વગર ઉપકાર કર્યાં છે તે જીવનમા ઉતારવાથી કાંઈક વળે છે આ સૂત્રો હૃદયમા કોતરીને ઉપકાર કરવામાં આવશે તો તેના પરિણામ ઉત્તમોત્તમ છે

> विस्मरेत् स वर धीमान्-नुपकृत्याप्यनेकशः ।
> विस्मरेन्नैव न येनो-पकृतोऽपि क्वचित्क्वचित् ॥ ७८ ॥



## (७७) 'મનની સાફસુફી ૧૪-૩-૫૪

મનમાં નકામી વસ્તુઓનો ઘણો મગ્રહ જાણે અજાણે થઇ જાય છે કેટલીક નુકશાન કરનારી વસ્તુઓ પણ મનની

જગ્યાને રોકી રાખે છે ખરાબ અને નકામી એ બન્ને વસ્તુઓ એકંદર નુકશાન કરનારી છે, તેને લીધે બીજી સારી વસ્તુઓ મનમા ટકતી નથી સારી ચીજોને માટે સ્થાન ખાલી હોતુ નથી એટલે તે ચીજોને પાછુ ફરવુ પડે છે, એટલે મનને હમેશા સાફ કરવાની જરુર છે કામ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, ઈર્ષા, અસૂયા, ઈત્યાદિ દુષ્ટ વસ્તુઓ છે નકામા વાતો શેખચલ્લી જેવા ભૌતિક વિચારો વગેરે નકામી ચીજો છે એ સર્વને મનમા પેસવા દેવી નહિ આવી ગઈ હોય તો તુરત કાઢી નાખવી ને છેવટે એકાદ વખત રોજ કાઢવા માટે પ્રયત્ન કરવો એ પ્રયત્ન એવી રીતે કરવો કે ખરાબ ચીજો નીકળી જાય અને સારી ચીજો રહે, મજબૂતપણે રહે થોડો થોડો પણ રોજ પ્રયત્ન થશે તો વખત જતા તેના સારા પરિણામો મળશે પછી તો તમને એ સાફ કર્યા સિવાય ચેન નહિ પડે બસ, આજથી અને અત્યારથી જ એ પ્રયત્ન શરૂ કરી દો અને મજા અનુભવો.

कार्यं ते कर्तुं चेत कामक्रोधादिपाप्मभिः ।
तस्य शुद्धिर्विधातव्या, चिंतनादिप्रयत्नतः ॥७७॥



## (૭૮) પ્રતિજ્ઞા  તા. ૧૪-૩-૫૪

પ્રતિજ્ઞા એટલે બાધા-નિયમ, પ્રતિજ્ઞા-બાધા લેવી કે નહિ એ વિચાર ઘણી વખત ઘણાને મૂંઝવે છે તે માટે ઘણા વિચારો ચાલતા હોય છે, તેમા કેટલાક સાચા હોય છે ને કેટલાક ખોટા હોય છે

૧. પ્રતિજ્ઞા લેવી એ સારુ છે એમ ઘણાખરા માને છે
૨ પ્રતિજ્ઞા લઇને અવિશુદ્ધ પાળે તે ઉત્તમોત્તમ છે
૩ પ્રતિજ્ઞા લઇને તોડવી એ ખરાબ છે
૪ પ્રતિજ્ઞા લઇને જાણી જોઇને તોડવી એ ઘણુ જ ખરાબ છે
૫ બારી-બારણાવાળી પ્રતિજ્ઞા લેવી એ અલ્પ ફળ આપે છે
૬ તૂટી જવાને ભયે પ્રતિજ્ઞા ન લેવો એ બરાબર નથી
૭ પ્રતિજ્ઞા લઇને તોડે એ કરતા ન લે એ સારુ એમ કેટલાક માને છે
૮ છેતરવા માટે પ્રતિજ્ઞા લેવી એ વ્યાજબી નથી
૯ જેનુ મન મજબૂત છે તેને પ્રતિજ્ઞાની શી જરુર છે? એવી પણ માન્યતા છે
૧૦ પ્રતિજ્ઞા ન લે તો લાભ ન મળે પણ નુકશાન તો નથી એવા પણ વિચારો કેટલાક કહે છે

ઉપરના દશમાથી છ વિચારો બરાબર છે સાતમા વિચારમા જો પ્રતિજ્ઞા લેનાર પ્રતિજ્ઞાને જાણી જોઇને તોડતો ન હોય તો તેને લાભ મળે છે ભૂલથી પ્રતિજ્ઞા તૂટે તો તેનુ વાળણુ થાય છે, પણ પ્રતિજ્ઞા ન લે એ બરાબર નથી આઠમો વિચાર બરાબર છે નવમા વિચારમા મન વિશ્વાસ કરવા જેવુ નથી મજબૂત મન દગો દે છે પ્રતિજ્ઞાથી બાધેલુ મન દગો દેતુ નથી જેનુ મન મજબૂત છે તેઓએ પણ પ્રતિજ્ઞા જરુર કરવી જોઇએ દશમા વિચારમા પ્રતિજ્ઞા લે તો લાભ છે અને ન લે તો નુકશાન છે પ્રતિજ્ઞા એ વેપાર જેવી નથી કે વેપાર કરે તો કમાય પણ ન કરે તો ન

કમાય એવું પ્રતિજ્ઞામા નથી પ્રતિજ્ઞા લે તો પાપથી અટકે અને પુણ્ય વધારે અને ન લે તો પાપ આવે માટે પ્રતિજ્ઞા લેવી જ જોઇએ મનને મજબૂત કરીને પ્રતિજ્ઞા લેતા શિખવું અને યાવત્ દરેક પ્રકારની પ્રતિજ્ઞા લઇને પાપથી સર્વથા છૂટા થવુ નાની પણ પ્રતિજ્ઞા એવા સુંદર ઉત્તમ ફળો આપે છે તે તો અનુભવે સમજાય

मुक्तं मनो दुरन्तानां दुर्वृत्तानां निबन्धनम् ।
तदेव नियमैर्द्धान्तं चेतन चेतयत्यहो ॥ ७८॥

(૭૯) પાછળથી લોકો ગેવે એવુ કાઇક કરજો
૧૪-૩-૫૪

વાત વાતમા જીવન પૂરુ થશે જીવન પૂરુ થશે એટલે આ જીવ ચાલ્યો જશે-એવો એકે ઉપાય નથી કે એકક્ષણ પણ વધુ તે રહે જીવને એક વખત જવાનુ છે એ ચોક્કસ છે પણ તને કઇ રીતે જવુ એ વિચારણીય છે જીવ જાય છે ને પાછળ ઘણાને મૂકી જાય છે કેટલાક જીવો જાય છે ત્યારે પાછળ રહેલા લોકો રાજી થાય છે, તેના નજીકના સબંધીઓ પણ મનમા રાજી થાય છે પાછળના લોકો કહે છે કે સારુ થયુ ઘણો ખરાબ હતો એ ગયો એ સારુ થયુ, શાંતિ થશે જેણે આવુ જીવન જીવ્યુ છે તે દુર્ગતિમા જાય છે બીજા કેટલાક જીવો જાય છે ત્યારે દુનિયાને કાઇ લાગતુ વળગતુ નથી, ફક્ત તેના સગા-સબધીઓને દુખ થાય છે જનારની પાછળ તેઓ શોક કરે છે, રોવે છે તેમા જનાર એકદર સારો હોય છે પણ તે સબધીઓ પૂરતો સબધીઓમા રોનારા મોટે ભાગે જનારાથી સ્વાર્થ ખાતર

સ્વાર્થને ભોગવે છે એવા જીવોની ગતિ નથી એવી ખરાબ કે નથી એવી સારી મધ્યમ ગતિમા તેઓ જાય છે અમુક આત્માઓ દુનિયાના લોકોને રોતા મૂકીને હસતાહસતા ચાલ્યા જાય છે પરમાર્થ માટે તેઓ જીવ્યા હોય છે જીવન એવુ તેઓ જીવ્યા હોય છે કે તે આદર્શભૂત ગણાય છે તેઓ ઉત્તમ ગતિમા જાય છે એવુ જીવવુ કે પાછળના લોકો ભોવે ભલે ભોવે

आयु पूर्ण मवत्येव, प्रायस्तूर्ण शरीरिणाम् ।
गुणिना केवल तेषा, नाम गृह्णंति सज्जना ॥७९॥

ઙ્ઙ

## (૮૦) પાણી અને દૂધ    તા. ૧૬-૩-૫૪

પાણી અને દૂધ એક બીજા એવા મળી જાય છે કે પછીથી તે છૂટાછૂટા ઓળખી પણ શકાતા નથી એક બીજા પરસ્પર ગુણોનુ સમર્પણ વિના ભેદભાવે કરે છે અને અભેદ ભાવને પામી જાય છે પછી તો એકને સુખે સુખી અને એકને દુ.ખે દુ ખી બીજો થાય છે

દૂધને ગરમ કરવા માટે ચૂલે ચડાવ્યુ દૂધ ઉપર કષ્ટ આવ્યુ એટલે તેનુ કષ્ટ પોતે માથે લઈ લીધુ ને પાણી પોતે પહેલાં જ બળવા માડયુ દૂધે જોયુ કે મારે માટે પાણી દુ ખ સહન કરે છે એટલે તે ઉછળી ઉછળી અગ્નિમા પડવા તૈયાર થયુ ઉભરાવા માડયુ દૂધને શાંત પાડવાનો બીજો કોઈ ઉપાય ન હતો ઉપર મૂકેલુ ઢાંકણુ પણ તે ટકવા દેતુ નહિં છેવટે દૂધ ગરમ કરનારાએ તેનામા પાણી નાખ્યુ પાણીનો સમાગમ થયો એટલે દૂધ શાત પડયુ,

કોઈની પણ સાથે મૈત્રી કરવી નહિ અને કોઈને પણ મિત્ર બનાવવા નહિ કરવા તો દૂધ પાણીની માફક અંતર રાખવું નહિ એકમેક થઇ જવું એવી એકતા સાધનારને છેવટે સુખ ને યશ મળે છે સિદ્ધના જીવો પરસ્પર કેવા એકમેક થઇને રહ્યા છે છે કોઇ તેમને છૂટા પાડનારા ? આ પુદ્‌ગલોની દોસ્તી તદ્દન જૂઠ્ઠી–બનાવનારી છે ઘડીક ઘડીકમા છોડી દે છે એની ભાઈબંધીનો ત્યાગ કરીને છૂટી પડી ન શકે એવી મિત્રતા માટે યત્ન કરવો શ્રેયસ્કર છે

प्रशस्त पयसार्थंवत्, सख्यमयुतसिद्धयो ।
विधातव्य तथा सद्भि-र्हातव्यम यथा वृथा ॥८०॥



## (૮૧) ઘર ફૂટે ઘર જાય તા ૧૬–૩–૫૪

એક વન હતુ જરા બાજુએ પડી ગયેલુ એટલે ત્યા વૃક્ષો ખૂબ વધ્યા હતા એક દિવસ એક નવો સુતાર ત્યા જઈ ચડયો સુતારની સાથે તેનો એક ભાઈબંધ હતો તેને સુતાર વાત કરી કે અહિ વૃક્ષો ઘણા છે માટે કોઇક વખત વાત, લાકડા કાપીને લઈ જઈશુ વૃક્ષો વાત સાભળીને ફફડી ઉઠયા કે આપણે આવી બન્યુ પણ એક અનુભવી ઝાડ હતુ તેણે કહ્યુ કે જો આપણામા સંપ હોય તો ડર વાનુ કાઈ કારણ નથી સુતાર કુહાડી લઇને એક દિવસ આવ્યો પણ એકલી કુહાડી શુ કરે ? તે અણઘડ હતો કુહાડીથી વૃક્ષો કાપી શકાય નહિ એમ ને એમ આવે ને જાય પણ કાઈ વળે નહિ છેવટે એણે એક અનુભવીને પૂછયુ તેણે કહ્યુ કે એકલી કુહાડીથી કાઈ ન થાય, તેમા લાકડાનો હાથો જોઇએ સુતારે લાકડાનો હાથો નાખ્યો ને પછી ઝાડને

કાપવા માડયા ઘર ફૂટે ઘર જાય એ એનુ નામ આ સમજવા જેવુ છે કર્મને તોડવા હોય તો તેનુ ઘર ફોડવાની જરૂર છે તેને આત્માના પક્ષમા લઇને પછી કર્મને તોડવા માડવા બાકી એમાથી કોઈ નહિ ફૂટે ત્યા સુધી આત્મા કાઇ કરી શકશે નહિ

> स्वजन भेदयि त्वैव, प्रवेश प्राप्यते परै ।
> मेदनात् प्राक् तु नशेव परोऽकिञ्चि करो न किम्' ॥८१॥



## (૮૨) વક્રોક્તિ આડા બોલ તા ૧૭-૩-૫૪

કેટલાકને આડુ બોલવાની આદત હોય છે કેટલીક વખત મજાકમા આડુ બોલાય છે અને કેટલીક વખત જુદી રીતે આડુ બોલાય છે મજાકમા આડુ બોલાય તે રગના છાંટણાની જેમ ગમે છે તેને સસ્કૃતમા વક્રોકિત કહેવામા આવે છે આ વક્રોકિત-આડુ બોલવુ એ એક ભાષાનો અલકાર છે, ભૂષણ છે, કાવ્યમા એ કોઈ કોઈ સમય સુદર દીપી ઊઠે છે નીચેનો એક સવાદ તેનુ સુદર ઉદાહરણ છે

એક પતિ પત્ની હતા બન્ને ધર્મિષ્ઠ હતા ને ગમ્મતી હતા તેઓ રહેતા હતા ત્યા સત્તરમા શ્રીકુથુનાથજીનુ મદિર હતુ એક વખત તેઓ ગમ્મતે ચઢયા

પત્નીએ કહ્યુ—સ્વામીનાથ! કુથુને નમસ્કાર કરો

પતિએ કહ્યુ—નાના જતુ-કુથુને કોણ નમે ?

પત્ની—ના ના હુ નાના જંતુની વાત નથી કરતી હુ તો શ્રીદેવીના પુત્રને નમસ્કાર કરવાનુ કહુ છુ

પતિ—શ્રીદેવીનો પુત્ર તો પ્રદ્યુમ્ન કામદેવ તેને આપણે નમસ્કાર કરવાનો ન હોય

પત્ની—અરે પ્રદ્યુમ્નની કોણ વાત કરે છે? હું તો સૂરના સુતની વાત કરુ છુ

પતિ—કોણ સૂરનો સુત? શનિ? તે આપણને ન નડે

પત્ની—શ્રીદેવી માતાના અને સૂર રાજાના પુત્ર સત્તરમા કુંથુનાથ ભગવાન છે તેને નમન કરવાની વાત.

પતિ—હા હા એને તો આપણે રોજ નમસ્કાર કરીએ આ આડા બોલો કેવા સુંદર લાગે છે આવું બોલવાનું મન થાય તો તેમા પણ તત્ત્વ નીકળે એવું બોલવુ પણ તુચ્છ બોલીને સમય બગાડવો નહિ કેમ આનંદમા છો? એમ કોઈ પૂછે ને સામો જવાબ આપે કે ના, આનંદમા નથી, સુખાઈમા છીએ કેમ ચાલે છે? એના જવાબમા ચા નથી લેતા પણ દૂધ લઈએ છીએ એ બધુ તુચ્છ છે એમા કાંઈ તત્ત્વ નથી એ બધા અલંકારમા આવે પણ અણઘટ કારીગરના ઘડેલા એ ભારભૂત, એ ગમે નહિ સારા અલંકાર દીપાવે છે અલંકાર તે અલંકાર

खिन्नाद्‌ग्याऽपि यद्वाक्ति, प्रौढभावेन योजिता।
अत्यद्भुततमता सद्भिर्यथा स्यनलङ्कृति ॥८२॥

☒

## (૮૩) સુખ અને તેના સાધનો તા. ૨૦–૩–૫૪

સુખની શોધમા કોણ નથી? કર્મથી જેઓ નથી છૂટયા તેઓ સર્વનું મધ્યબિંદુ એક જ છે સુખ 'સુખ માટે સર્વ

કાપવા માંડયા ઘર ફૂટે ઘર જાય એ એનું નામ આ સમજવા જેવું છે કર્મને તોડવા હોય તો તેનું ઘર ફોડવાની જરૂર કે તેને આત્માના પક્ષમાં લઈને પછી કર્મને તોડવા માંડવા બાકી એમાંથી કોઈ નહિ ફૂટે ત્યાં સુધી આત્મા કાંઈ કરી શકશે નહિ

> स्वजन भेदयितैव, प्रवेशा प्राप्यते परै ।
> भेदनात् प्राक् तु नशेव पगोऽकिञ्चि करा न किंपू ? ॥८१॥



## (૮૨) વક્રોક્તિ આડા બોલ તા ૧૭-૩-૫૪

કેટલાકને આડુ બોલવાની આદત હોય છે કેટલીક વખત મજાકમાં આડું બોલાય છે અને કેટલીક વખત જુદી રીતે આડુ બોલાય કે મજાકમાં આડુ બોલાય તે રંગના છાંટણાની જેમ ગમે કે તેને સંસ્કૃતમાં વક્રોક્તિ કહેવામાં આવે છે આ વક્રોક્તિ-આડુ બોલવુ એ એક ભાષાનો અલંકાર છે, ભૂષણ છે. કાવ્યમાં એ કોઈ કોઈ સમય સુંદર દીપી ઊઠે છે નીચેનો એક સંવાદ તેનુ સુંદર ઉદાહરણ છે

એક પતિ પત્ની હતા બન્ને ધર્મિષ્ઠ હતા ને ગમ્મતી હતા તેઓ રહેતા હતા ત્યાં મત્તરમાં શ્રીકુંથુનાથજીનું મંદિર હતું એક વખત તેઓ ગમ્મતે ચડયા

પત્નીએ કહ્યુ—સ્વામીનાથ! કુંથુને નમસ્કાર કરો

પતિએ કહ્યુ—નાના જંતુ-કુંથુને કોણ નમે ?

પત્ની—ના ના હું નાના જંતુની વાત નથી કરતી હું તો શ્રીદેવીના પુત્રને નમસ્કાર કરવાનું કહુ છું

પતિ—શ્રીદેવીનો પુત્ર તો પ્રદ્યુમ્ન કામદેવ તેને આપણે નમસ્કાર કરવાનો ન હોય

પત્ની—અરે પ્રદ્યુમ્નની કોણ વાત કરે છે? હું તો સૂરના સુતની વાત કરું છું.

પતિ—કોણ સૂરનો સુત? શનિ? તે આપણને ન નડે

પત્ની—શ્રીદેવી માતાના અને સૂર રાજાના પુત્ર સત્તરમા કુંથુનાથ ભગવાન છે તેને નમન કરવાની વાત!

પતિ—હા હા એને તો આપણે રોજ નમસ્કાર કરીએ આ આડા બોલો કેવા સુંદર લાગે છે આડું બોલવાનું મન થાય તો તેમા પણ તત્ત્વ નીકળે એવું બોલવું પણ નચ્છ બોલીને સમય બગાડવો નહિ કેમ આનંદમા છો? એમ કોઈ પૂછે ને સામો જવાબ આપે કે ના, આનંદમા નથી, મુબઈમા છીએ કેમ ચાલે છે? એના જવાબમા ચા નથી લેતા પણ દૂધ લઈએ છીએ એ બધુ તુચ્છ છે એમા કાંઈ તત્ત્વ નથી એ બધા અલંકારમા આવે પણ અજ્ઞપ-કારી રચના ઘડેલા એ ભારભૂત, એ ગમે નહિ સારા અલંકાર દીપાવે છે અલંકાર તે અલંકાર

> विनाकार्यापि यत्कार्ति, प्रौढभावेन योजिता।
> अलंकारतया सद्भिर्व्यया स्यात्कृति ॥८२॥



## (૮૪) સુખ અને તેના સાધનો તા. ૨૦—૩—૫૪

સુખની શોધમા કોણ નથી? કર્મથી જેઓ નથી છૂટયા તેઓ સર્વનું મધ્યબિંદુ એક જ છે સુખ સુખ માટે સવ

## (૮૪) બધું છે પણ એ એક નથી તા. ૨૧-૩-૫૪

શરીર સુંદર અને મજબૂત છે ઇન્દ્રિયો સાજી અને નરવી છે પરિવાર વફાદાર છે, સ્નેહાળ છે સગાસબંધીઓ મીઠો સબંધ રાખે છે મિત્રો માયાળુ અને વિશ્વાસુ છે મન મજબૂત અને સમજુ છે પણ જીવન જીવવુ ભારે થઈ પડયુ છે બીજાને અળખામણા જેવા લાગીએ છીએ દેખીને સામો પાસે નથી આવતો પણ દૂર ભાગે છે પરાણે જઈએ છીએ તો આવકાર નથી મળતો પણ જાકારો મળે છે આ બધુ કેમ થાય છે જીવનમા શેની ખામી છે કે આમ ઊલટુ થાય છે ખામી એ છે કે પાસે વસુ નથી, લક્ષ્મી નથી, ધન નથી, પૈસા નથી એ હોય તો બગડતો મામલો સુધરી જાય વસુ આવે એટલે પશુ મટી માનવ, દાનવ બની જવાય પણ એ આવે શી રીતે? લક્ષ્મી કેમ નથી મળતી? શુ ઉદ્યમની ખામી છે? સાચા વ્યાપારો કર્યાં પણ સફળતા ન મળી ત્યારે ખામી શી છે? નથી સમજાતુ કેમ ન સમજાય? એ રટન છૂટે ત્યારે સમજાય કે ખરી ખામી લક્ષ્મીની નથી પણ ખામી છે ધર્મની ગમે તેટલી લક્ષ્મી અને બધુ હોવા છતા જો ધર્મ નથી તો કાંઇ નથી થોડુ જે દેખાય છે તે થોડા વખત માટે લક્ષ્મી કે તેના જેવુ બીજુ ઓછુ હશે, નહિ હોય તો ચાલશે જો ધર્મ હશે તો ધર્મના બધા દાસ છે ધર્મથી બધા ખેંચાઈ આવે છે બધુ છે પણ એક નથી-ધર્મ નથી તો કાંઈ નથી ધર્મ છે તો બધુ છે

अस्ति सर्वं, धर्म नास्ति नास्ति किमपि किञ्चपे ।
धर्माधीन धन तस्मा-द्धर्मे सर्व समस्यति ॥८५॥

❖

(૮૫) ધ્યેય તા. ૨૭-૩-૫૪

જે કાંઇ કરવામાં આવે છે તેની પાછળ કોઇ ને કોઇ ધ્યેય તો હોય છે, પણ તે ધ્યેય બરાબર છે કે નહિ અને જે કરવામાં આવે છે તેથી તે ધ્યેય સિદ્ધ થાય છે કે નહિ તેનો વિચાર ઓછો થાય છે એ વિચાર ઘણો જરૂરી છે એ વિચાર વગરની પ્રવૃત્તિઓ મૂઢ છે ધ્યેય સામાન્ય પણે રાખી શકાય છે અને વિશેષતાથી સમજીને રાખી શકાય છે પણ ધ્યેય નક્કી કરવું જરૂરી છે ધ્યેય ઊંચું રાખવું મુખ્ય ધ્યેય પરમ પદનું કે જે પરમોચ્ચ છે તેનું રાખવું, તેને અનુરૂપ બીજા વચલા ધ્યેયો અનેક રાખી શકાય છે પણ આખરી છેવટનું તો પરમ પદ-મોક્ષનું ધ્યેય હોય કારણ કે તે કરતાં બીજું કોઇ ઉચ્ચ નથી એટલે જ્યાં સુધી તે સિદ્ધ ન થાય ત્યાં સુધી ચિત્ત ડામાડોળ થતું નથી ધ્યેય સ્થિર હોય એટલે ધ્યાન પણ સ્થિર થાય છે

તે ધ્યેયને સિદ્ધ કરનારા આત્માઓને આદર્શ રાખવા એટલે ધ્યેયના નબધમાં ચિત્તની ચંચળતા દૂર થાય વિશિષ્ટ આત્માઓનું પણ એ જ ધ્યેય હતું એટલે એ ધ્યેય રાખવાથી આત્મા વિશિષ્ટ બને છે ધ્યેય ઊંચું રાખો અને તેની સિદ્ધિ માટે સતત યત્ન કરો.

ध्येयं यस्य भवेच्छुद्धं, शुद्धं सर्वं तदीयकम् ।
ध्येयेन विकलो लोके, कर्मठोऽपि विनश्यति ॥ ८५ ॥

## (૮૬) એને વધતા વાર નથી લાગતી ના ૨૩-૩-૫૪

મનગમતી વસ્તુ હોય કે ન હોય પણ કેટલીક વસ્તુઓ એવી , કે જે એમ ને એમ વધતી જાય છે ગોરની માફક એ વધે છે વધી ગયા પછી તેમાથી છૂટવુ સહેલુ નથી પણ ઘણુ જ મુશ્કેલ છે કૂદકે ને ભૂસકે વધી જતી એવી ચાર ચીજથી આપણે ચેતવા જેવુ છે પ્રથમ જ ચેતી જનાર બચી જાય છે અને બેદરકાર રહેનાર મરે છે તે ચાર આ છે

૧ દેવુ ૨ ગુમડુ ૩ અગ્નિ ૪ કષાય,

૧ દેવુ થોડુ છે કાંઈ ચિંતા જેવુ નથી એમ વિચારી સમજી વગરના માણસો આખા ને આખા દેવામા ડૂબી જાય છે પછી તો સંપત્તિ ગુમાવે નહિ તો આબરૂ ગુમાવે ફક્ત એક રૂપિયાનુ દેવુ વ્યાજ સહિત સો વર્ષે કેટલુ થાય એ ગણવાથી સમજ પડે કે દેવુ કેમ વધે છે

૨ નાની ફોડલી થઈ હોય મટી જશે એમ માની લેવાય પણ એ વધતા એવા વધી જાય છે કે અંગ આખુ કપાવી નાખવુ પડે છે સેંકડો એવા પ્રસંગો બન્યા છે ને બને છે

૩ અગ્નિના એક તણખામાથી મોટી મોટી આગ સર્જાયાના બનાવો અજાણ્યા નથી

૪ કષાય શરૂમા નજીવો લાગે ક્રોધ કે માન, માયા કે લોભ પણ તે વધતા વધતા ભયંકર નીવડે છે શરૂમા જ એને દાબી દેવા જોઈએ ઘરમા પેસીને તેઓ ઘરનો કબજો મેળવી લે છે એટલુ જ નહિ ઘર ખેદાનમેદાન કરી મૂકે છે મશ્કરીમાથી રાજ્યના રાજ્ય, કષાયને કારણે નાશ પામી ગયા છે

ચારેથી ચેતવુ અને પહેલેથી જ તેને વધવા ન દેવા પણ દાબી દેવા

अणथोव वणथोव, कसायथोव च अग्गियोव च ।
न हु मे वीससियव्व, थोव वि मे बहु होई ॥
ऋण व्रण कषायोऽग्नि-र्ल्पोऽपि चिरमेधते ।
तस्मात्तत्रविलम्बेन, विघ्नमयति सात्विक ॥८६॥



## (૮૭) વિશ્વાસ કરતા નહિ  તા. ૨૬-૩-૫૪

કોઇની પાસે કામ લેવુ એ જુદી વાત છે અને વિશ્વાસ મૂકવો એ જુદી વાત છે પોતાનુ કામ કરાવવા માટે જુદા અનેકની સહાય લેવી પડે પણ તેથી જેની પાસે કામ લેતા હોઇએ કે જેઓ પોતાના સ્વાર્થની ખાતર આપણુ કામ કરી આપતા હોય તેમના ઉપર વિશ્વાસ મૂકી દેવો નહિ જો વિશ્વાસ મૂકયો તો મરાયા સમજજો વિશ્વાસ ન રાખવા જેવા ૧. કાયા ૨ યૌવન ૩ સગાસબધીઓ ૪ ધન-દોલત એ ચારને ખાસ ઓળખી લેવા ને તેના ઉપર બરાબર તકેદારી રાખવી તેનો ભરોસો રાખશો તો ભલીવાર તો નહિ આવે પણ પૂરા નુકશાનીમા ઉતરી જશો

૧ કાયાની પાછળ કેટલુ કરવુ પડે છે અને તે પોતાની થતી નથી

૨ યૌવન જોતજોતામા ચાલ્યુ જાય છે, તેના ઉપર દેખરેખ ન હોય તો ઉન્માદો કરાવી બાજી ઊધી વાળી દે છે

૩ સગા વ્હાલાઓ સ્વાર્થ સધાતો હોય તો સારા, નહિતો કડવા ઝેર જેવા છે

૪ ધન, દોલત કેટલા અનર્થ કરાવે છે, એ જાણુ નથી માટે જો બચવુ હોય તો આ ચારથી ચેતતા રહેવુ
તેઓની પાસેથી કામ લેવુ પણ તેને ચ્વાડે ન ચડી જવુ તેને નોકર બનાવવા પણ શેઠ નહિ આપણુ કહ્યુ તે કરે એવા કરવા પણ તેઓનુ કહ્યુ આપણે કરીએ એ વાત નહિ પૂરી તકેદારી હશે, પોતપોતાના કાબુમા હશે તો ઉપરના ચાર લાભ કરશે નહિ તો તેઓ જેવા છે તેવુ કરશે

शरीरं न विश्वासपात्रं कथञ्चिद्,
नवा वैभवं स्मभवेद्बन्धमात्रं ।
तथा चिन्तयित्वा स्वसाध्ये विशेषात्,
सता तत्परेणाशु भाव्यं समन्तात् ॥८७॥



## (૮૮) કાળજુ ઠેકાણે રાખજો તા ૨૭-૩-૫૪

સમુદ્રને કાઠે નાનુ એવુ વન હતુ તેમા ઘણા વાદરાઓ રહે અને કિલ્લોલ કરે કાઠે જાબૂના ઘણા ઝાડ, તેના ફળો વાનરા ખાય તેમા એક જાબૂનુ ઝાડ બરાબર સમુદ્રના કાંઠાની લગોલગ હતુ તેના ઉપર વાદરાઓનો નાયક મોટો વાદરો રહે બીજા કોઈની તાકાત નહિ કે તે ઝાડ ઉપર આવી શકે તે વાદરાને એક મોટા મગરમચ્છ સાથે સાથે દોસ્તી થઈ વાદરો જાબૂના ફળ મગરને આપે એક વખત મગર થોડા ફળો પોતાની સ્ત્રી પાસે લઈ ગયો ને વાદરાની બધી વાત કરી મગરની સ્ત્રીએ મગરને કહ્યુ કે જે વાદરો આવા મીઠા ફળો હમેશ ખાય છે તેનુ કાળજુ કેટલુ મીઠુ હશે? માટે તમે તેને અહિ લઇ આવો આપણે તેનુ કાળજુ ખાઇએ મગરે તેને ઘણા સમજાવી પણ તે

માની નહિ પડી તો મગર કાંઠે આવ્યો અને વાનરને પોતાને ઘેર આવવા કહ્યુ વાનર ભોળવાઈ ગયો ને મગરની પીઠ ઉપર ચડી ગયો સમુદ્રમા કેટલેક દૂર ગયા એટલે મગરે સાચી વાત કરી તારુ કાળજુ ખાવાની ઈચ્છા મારી સ્ત્રીને થઇ છે માટે તને લઈ જાઉ છુ વાનર ચેતી ગયો અને કહ્યુ કે એમા શુ મોટી વાત છે મને પહેલેથી જ કહેવુ હતુ હુ મારુ કાળજુ એ ઝાડ ઉપર લટકાવી રાખુ છુ. જો કહ્યુ હોત તો લઇ લેત ચાલો હજી કયા મોડુ થયુ છે લઈ આવીએ મગરે વાત સાચી માની અને પાછો કાંઠે આવ્યો વાનર કુદીને ઝાડ ઉપર ચડી ગયો. મગરે કહ્યુ હવે ચાલ વાનર કહે મૂર્ખ ! કાળજુ તે ક્યાય બીજે મૂકાતુ હશે? તને જાબૂ ખવરાવ્યા તેનુ આ ફળ ? જા હવે

જીવ વાનર છે સંસાર સમુદ્ર છે. મોહ મગર છે વાસના મગરની સ્ત્રી છે સુખ એ જાબૂ છે ધર્મ તે વાનરનુ કાળજુ છે ચેતે તો બચે નહિ તો વાસના ધર્મને ખાઈ જાય

जीवो वानरमभिमोऽत्र मकरो मोह पयोधिर्भवो,
जम्बूवृक्षफलं सुखं च हृदयं शात्वासृतीय वृष ।
मत्सीदारुणरामता तदुदिता घाता निशम्यादरात्,
धमाराधनतत्पराश्चमनस सन्तोऽनिश जाग्रति ॥८८॥



## (૮૯) વિવેક

વિવેક એ એક ગુણ છે એ ગુણ જેમ જેમ ખીલતો જાય છે, તેમ તેમ દોષ દૂર થતા જાય છે વિવેક એટલે વહેચણ, ખરાખોટાની સમજણ આ કાર્યમા આટલો લાભ છે ને આટલુ નુકસાન છે તેનો યથાર્થ બોધ આ દોષ

ગણાય અને આ ગુણ કહેવાય આનો સંસર્ગ સમાગમ કરવા લાયક છે અને આનો સંગ છોડી દેવા જેવો છે એ સર્વ વિવેક જણાવે છે

જો એક વિવેક ગુણ જીવ રાખી લે, બરાબર ખીલવે તો ભલે તેનામાં સેંકડો દોષો રહ્યા હોય પણ તેનાથી ડરવાની જરૂર નથી દોષો બીજા કોઇથી ડરતા નથી ફક્ત ડરે છે એક વિવેકથી જો વિવેક જાગૃત હોય તો દોષો ધીરે ધીરે વિદાય લે છે અને ગુણો આવીને સ્થિર થઇ જાય છે

વિવેક જીવમાં આવે અને ખીલે તે માટે હંમેશા સાંજે રાતે અને સવારે પોતાની પ્રવૃત્તિઓના સાચા નફા નુકશાન વિચારવા એ વિચારવાની ટેવ વધારવી એ એટલે સુધી વધારવી કે પ્રવૃત્તિ કરતી વખતે પણ એ જાગૃતિ હોય એવી સાચી જાગૃતિ ક્ષણે ક્ષણે રહે એ વિવેકનું ટોચનું સ્વરૂપ છે ભલે પ્રવૃત્તિમાં ભૂલ આવી જાય પણ તેનો વિવેક કરવામાં ભૂલ ન આવવી જોઇએ કદાચ અણસમજથી કે ગેરસમજથી કોઇક વખત પ્રવૃત્તિઓનો વિવેક કરવામાં જીવ ભૂલ કરી બેઠો હોય તો બીજા વિવેકી આત્માઓને પોતે કરેલો વિવેક જણાવવો જો તે વિશિષ્ટ વિવેકી આત્માઓ તેને બરાબર કહે તો બરાબર, નહિ તો તેઓ સમજાવે તે પ્રમાણે સુધારો કરવો જોઇએ જો એક વિવેકચક્ષુ મળી જાય તો અનાદિનો અંધાપો ટળી જાય

> विवेकनयनं यस्य स एव पटुलोचनः ।
> यस्य तन्नास्ति सोऽक्षिभ्यां नेत्राभ्यां पश्यन्नपि न पश्यति ॥८१॥

❖

## (૯૦) શત્રુ અને મિત્ર  તા ૨૮-૩-૫૪

આપણુ ખરાબ કરે તેને આપણે શત્રુ કહીએ છીએ અને આપણુ સારુ કરે તેને આપણે મિત્ર કહીએ છીએ જીવ પોતાનુ ખરાબ કોણે કોણે કર્યું છે તેની જેટલી ગણત્રી કરે છે તેટલી પોતાનુ ભલુ કોણે કોણે કર્યું છે તેની ગણત્રી કરતો નથી ખરાબ કરનારને હાડમા રાખીને તેનો બદલો લેવાના અવસરની રાહ જોયા કરે છે અને પ્રસગ આવે સામાનો ઘાટ ઘડી નાખે છે પરિણામ પોતાની તરફેણમા આવે છે ત્યારે ફુલાય છે જો બાજી ઉધી વળી જાય, સામો માથાનો મળે તો અદરને અદર સમસમી જાય છે આમને આમ તેનુ પરિભ્રમણ ચાલ્યા કરે છે પણ જીવની મોટામા મોટી ભૂલ, અણસમજ અને ગેરસમજ એ છે કે તે બીજા મારુ ખરાબ કરે છે એમ માને છે ખરી રીતે એમ નથી પોતાનુ ખરાબ કરનાર પોતે જ છે પોતે ખરાબ કર્મો કર્યા છે, પાપથી ભારે બન્યો છે તેના ફળ તેને ભોગવવા પડે છે બીજો તો તેમા ફક્ત નિમિત્ત બને છે એ જ પ્રમાણે ભલાઇમા પણ બીજો નિમિત્ત છે પોતે જ પોતાનો શત્રુ છે અને પોતે જ પોતાનો મિત્ર છે ભૂંડા કર્મો કરનાર આત્મા પોતાનો શત્રુ છે અને સવળા કર્મો કરનાર આત્મા પોતાનો મિત્ર છે કુછન્દે ચડી જઇને લાખો અને કરોડોની સંપત્તિ ગુમાવી બેસે ને ભિખારી બને તેમા બીજો શું કરે કુછન્દે ચડેલો જીવ પુરુષ પોતે જ પોતાનુ નુકશાન કરે છે અને સારા ઉદ્યમો કરનાર કમાઇને શ્રીમત બને છે બન્નેને કોઇની પણ સહાય ન હોય એ જ પ્રમાણે જીવ માત્રનું છે નિમિત્ત વશ કષાયો "જાગે" છે પણ ખરા શત્રુ એ છે ને તેની સામી બાજુ મિત્ર છે આટલુ મજબુત હૃદયમા કોતરી રાખવુ

कुर्वन दुष्कर्म निःशूक-मात्मैव रिपुरात्मन ।
स एव स्यात्मनो मित्र धर्म सम्यक् चरन् परम ॥९८॥

## (૯૧) જે રાતદિવસો જાય છે તે પાછા આવતા નથી

તા. ૨૯-૩-૫૪

દિવસ પુરો થાય છે ને રાત પડે છે અને રાત પૂરી થાય છે ને દિવસ ઉગે છે દિવસ અને રાતનુ એમ ચક્ર અટક્યા વગર ચાલ્યા જ કરે છે વીતી ગયેલા દિવસો અને રાત્રિઓ પાછી ફરતી નથી પણ તે ગયેલા દિવસો અને રાત્રિઓમાથી કોઈ કોઈ દિવસ અને કોઈ કોઈ રાત જીવનભર ન ભૂલી શકાય એવા બની જાય છે એ દિવસ અને એ રાત ગમે ત્યારે આબેહૂબ નજર સામે તરવર્યા કરે છે

જે યાદ આવી જાય છે એવા દિવસ અને રાત છે તેમા બે પ્રકાર છે એક સુખના દિવસ અને રાત બીજા દુઃખના દિવસ અને રાત સુખના દિવસ-રાત, જીવને સભારતા આનદ આવે છે અને દુઃખના દિવસ-રાત સભારતા જીવને દુઃખ થાય છે બન્ને પછી તે સુખ અને દુઃખ પોતાના મનના માન્યા હોય પણ આ સુખ અને દુઃખના દિવસ રાત કરતા પણ જીવને માટે વારવાર યાદ કરવા લાયક દિવસ-રાત એ છે કે જે દિવસરાતમા આત્માને અજવાળે એવો પ્રસગ મળી ગયો હોય, બની ગયો હોય આત્મા જેમા પોતાનુ દર્શન કરે એવા દિવસરાત દુર્લભ છે ગયેલા દિવસરાત પાછા ફરવાના નથી એટલે તે ગયેલા દિવસ

અને રાત્રીઓમાંથી જે દિવસરાત એવા ગયા હોય તે વાર વાર યાદ કરવા અને આવતા દરેક દિવસ રાતને તેવા ચિરસ્મરણીય કરવા તત્પર રહેવુ લાખો નિ'ફળ દિવસ રાતમા એક ક્ષણ જ એવી સાંપડે છે, અને નથી પણ સાપડતી નથી સાપડતી ઘણાને અને સાપડે છે કોઈક ભાગ્યશાલીને જ એટલે ગયેલાનો અફસોસ કરીને એમી ન રહેતા આવતા દિવસરાતને સફળ કરવા માટે સજાગ બનવુ

> सत्वर वासरा याति, प्रज्ञायेव विभावरी ।
> नायान्ति ते पुनर्याता, विभाग्मेव हित चरेत् ॥९१॥



## (૯૨) વાવેતર તા. ૩૧-૩ ૫૪

વાવેતર એટલે ખેતરમા બી વાવવામા આવે છે તે ખેડૂતની બી વાવવાની ક્રિયા જેવી તેવી નથી ખેતરમા એમને એમ બી નાખી દેવાથી કાઈ ફળ મળતુ નથી તેને માટે ખેતર ને પ્રથમ સાફ કરવુ પડે તેમાથી કાટા કાકરા પત્થર વગેરે જે પાકને નુકશાન કરનાર છે, તે દૂર કરવા પડે ખેતરમા પાકને યોગ્ય સારુ ખાતર નાખવુ પડે વખત આવે એટલે ખેતરને ખેડવુ પડે પછી જે પ્રકારના બી વાવવાના હોય તેની રીત જોવી જોઈએ કોઈ બી ઊંડુ વવાય તો સારુ ઊગે કોઇને માટે ક્યારા કરવા જોઈએ તો કોઈ એમને એમ ખીલે..

આ સર્વનો પૂરો ખ્યાલ રાખીને બીજકોની વાવણી થાય છે જેવા આ ધાન્ય બીજકો છે તેવા ગુણરૂપી બીજકો છે એ બીયારણ ઘણુ મોઘુ મળે છે એના વાવેતરમા

પૂબજ કાળજી રાખવી પડે કે વિશ્વ સુખી છે ને એ ગુણુનો પાક ઉતારે કે તેને હાને તેમા જુદા જુદા ગુણોનો પાક જુદે જુદે સ્થળે ઉપજે છે એક બીજા દેશો જરૂર પૂરતો એ પાક બીજેથી ખરીદે છે અને કાર્ય ચાલે છે પણ તેથી આનદિત થવાની કે સતોષ માની લેવાની જરૂર નથી જરૂરી પાક પોતાને ત્યા ઉત્પન્ન થાય ત્યારે જ પરતત્રના દરો પણ જો બધા આળસુ થાય તો ભૂખે મરે ગુણુના વાવેતરના સબધમા આ બેદરકારી બહુ જોવામાં આવે છે જ્યા થોડુ ઘણુ વાવેતર થાય છે તે પણ રીત–પદ્ધતિ જાણ્યા વગર જ્યા વાવેતર કરવાનુ છે, ત્યા બરાબર છે કે નહિ પાકના વિરોધી તત્ત્વો કેટલા છે, તે કેમ દૂર થાય વગેરે બાબતમા વાવેતર કરનારા બેદરકાર રહે છે અને ગુણુનુ વાવેતર કર્યાનો સતોષ માને છે પણ પાક બરાબર ઉતરતો નથી એ સ્પષ્ટ છે તેથી તે ગુણુનો દુકાળ વારવાર પડે છે ને પ્રજા પીડાય છે એ કાળજીપૂર્વક દૂર કરીને હવે ગુણુનુ વાવેતર સારી રીતે કરવાની જરૂર છે

द्वावारक्रमपाइत्य, सम्म्य यदृयत्नत ।
आ मक्षेत्रे वपेद्धर्म–बीज यथासम फलेत् ॥९२॥

૬૬

(૯૩) વાડ–રક્ષણ તા. ૧–૪–૫૪

ખેતરને ફરતી પાકના રક્ષણને માટે વાડ કરવામા આવે છે વાડ જેટલી મજબૂત એટલુ પાકનુ રક્ષણ સારુ થાય છે વાડ વગર પાકને નુકશાન પહોચે છે જેટલો ઉચી જાતનો પાક હોય તેટલુ તેનુ રક્ષણ મજબૂત અને કાળજીભર્યુ કરવુ જોઈએ

મારા સારા ગુણોના રક્ષણને માટે પણ વાડની ખાસ જરૂર રહે છે ગુણ મેળવ્યા પછી તેના રક્ષણની જો કાળજી કરવામા ન આવે તો ગુણનો નાશ કરનારા ઘણા છે ડગલે ને પગલે ગુણનો નાશ કરનારા છે તે નાશક તત્વોથી ગુણને બચાવવા માટે ગુણને ફરતી વાડ કરવી જરૂરી છે વાડના જુદા જુદા પ્રકારો હોય છે અમુક જાતની વાડ અમુક પ્રકારના પાકને માટે કામ ન લાગે તેજ પ્રમાણે ગુણના રક્ષણને માટે જુદી જુદી વાડ થાય છે બ્રહ્મચર્યના રક્ષણને માટે એક બે વાડ નહિ, પણ નવ નવ વાડ છે વાડને કેટલાક, અણુસમજુ માણસો બંધન માને છે પણ એ તેમની ગંભીર ભૂલ છે સોનુ, રૂપુ, હીરા, માણેક વગેરે કિંમતી પદાર્થો તિજોરીમા રક્ષણ કરવા માટે મૂકવા એ બંધન નથી પણ સાચવણી છે ગુણની સાચવણી માટે નિયમન રાખવા એ બંધન નથી પણ રક્ષણ છે સ્વચ્છંદમા આગળ વધતી પ્રજાએ ગુણોના રક્ષણ માટે કરવામા આવેલા વાડ જેવા નિયમનો તોડવા માંડ્યા. તેનું પરિણામ આજે ગુણો લુટાઈ ગયા છે ને લુટાઈ રહ્યા છે તે ચોકખું દીવા જેવુ દેખાય છે ગુણો સાચવવા હોય તો મજબૂત નિયમનોને વફાદાર રહો ને તેને વાડ સમજીને ગુણોને ખીલવો

गोपायन्ति स्वमतुलमहो गुप्तिगुप्त चरित्या

धीरात्मान कथमपि न तद् दुष्प्रसान् कारयन्ते ।

सम्यक् सत्य समभिलषता मोहमायाप्रपञ्चाद्

दूरं भूत्वा नवविधमहागुप्तिसन्नोपनीयम् ॥ १३ ॥

***

## (૯૪) વિજળી પડી  તા ૧-૪-૫૪

એક નાનુ ગામ હતુ તેને પાદર નાની પણ સજીવન નદી વહેતી હતી, નદીને કાઠે કાઠે થોડે દૂર એક મદિર હતુ. સાજે નદીને કાઠે ઘણા માણસો હરેફરે ને આનદ કરે, ગામમા ભણેલા ગણેલા પણ હતા તેઓમા સાત મિત્રો હતા કોઇ વકીલ હતા તો કોઇ ડાકટર હતા તેમા એક ક્રિયાકાડી ચૂસ્ત બ્રાહ્મણ હતો, તે બધા સાતે જણા સાજે ફરવા નીકળે ને મદિર સુધી જાય ત્યા ઓટલે બેસીને વખત થતા પાછા ફરે

એક દિવસ સાતે ત્યા ગયા ગયા ત્યારે વરસાદના કોઈ પણ ચિન્હ ન હતા, પણ પછી ધીરે ધીરે વરસાદ શરૂ થયો ને મૂશળધાર વરસાદ વરસવા લાગ્યો વિજળી શરૂ થઈ, સાતે જણા મદિરે પહોચી ગયા ને વરસાદ શાત થાય તેની રાહ જોવા લાગ્યા પણ વિજળી ને વરસાદનુ જોર વધતુ ચાલ્યુ ને બરાબર ઠેઠ મદિરની સામે ઠેઠ જમીન ઉપર વિજળી પડે ને ચાલી જાય, જોનારને લાગે કે વિજળીને મદિર ઉપર પડવુ છે પણ પડી શકતી નથી બેઠેલા સાતે જણને પણ એમ લાગવા માડયુ કે આપણા સાત માથી કોઇ એકને વિજળી લઇ જવા માગે છે પણ કોને લઇ જવા માગે છે તે સમજાતુ નથી એટલે આ સામે દસ ડગલા દૂર એક ઝાડ છે તેને આપણે વારાફરતી અડી આવીએ એક પછી એક ઝાડને અડવા ગયા અને પાછા આવી ગયા જેઓ જઇ આવ્યા તેઓ પોતાના મનમા સતોષ માનતા હતા કે આપણને વિજળી ભરખવાની નથી છેવટે સાતમા શાસ્ત્રીજી બાકી રહ્યા હતા, બધાએ કહ્યુ કે જરૂર શાસ્ત્રીજી ઉપર

વર્તન ને ધનની કડવાશ દૂર કરવાની રીતો શિખી લેવી ને કડવાશ દૂર કરવી

मनसो वचसो विचितो विमदा-
- शिथिलां कटुतां भयताविपनम् ।
यदि कामयसे सरलं मधुर,
कटुतां परिहर्तुमर स्वरताम् ॥ ९६ ॥



## (૯૭) ગુસ્સાનો ઉપયોગ કઈ તરફ તા ૫-૪-૫૪

એક આરબ એક ગામડામા એક શેઠને ત્યા નોકરી કરે રાતે જાગવુ અને ચોકી કરી ધન માલ મિલકતનું રક્ષણ કરવુ એ એનુ કાર્ય. આરબ પૂરેપૂરો વફાદાર એક વખત તે ગામથી એક જાન લગ્ન કરવા માટે થોડે દૂર બીજે ગામ જવાની હતી, રસ્તો થોડો વિકટ હતો, માર્ગમા ચોર લુટારૂઓનો ભય હતો એટલે જેની જાન હતી તેણે શેઠ પાસે આરબની માગણી કરી ને શેઠે આરબને મોકલ્યો એક આરબ એટલે કાંઈ ભય નહિ એવો એ બહાદૂર

જાન ચાલીને ભયવાળા સ્થાને આવી પહોચી ત્યાં ચાર પાચ બુકાની બાધીને બેઠા હતા જાનવાળા શેઠે જોયુ કે આગળ ભય છે એટલે તેણે આરબને કહ્યુ કે ચોરો બેઠા છે, તમે તૈયાર થઇ જાવ, આરબ કહે શેઠ, ગુસ્સા ઉતર ગયા હૈ અબ કયા હોગા ? વાણીયો વિચારમા પડી ગયો કે આને ભરોસે તો બીજા કોઇને સાથે લીધા નથી ને આ

કહે છે કે જુસ્સો નથી હવે શું કરવું ? આરબને ઘણો સમજાવ્યો કહ્યું કે તું આગળ થા, અમે બધા તને મદદ કરીશું, પણ તે કોઇ રીતે ઉઠયો નહિ છેવટે વાણીએ બુદ્ધિ ચલાવી ને આરબને જાળ દઇને તમાચો મારીને કહ્યું કે સાલા ! તને માથે શા માટે લીનો છે અત્યારે ખરે વખતે કહે છે કે જુસ્સો નથી આવતો ! વાણીયે એમ કહ્યું ને આરબે ખંજર કાઢયું ને વાણીયાને મારવા ઉઠયો વાણીયે હળવે રહીને કહ્યું કે, અહિં નહી, આ ચોરોને નસાડવામા આનો ઉપયોગ કરો હવે જુસ્સો આવી ગયો છે, ને આરબે જુસ્સાથી ચોરોને ભગાડી મુકયા વાણીયાની બુદ્ધિના વખાણ કર્યા એ પ્રમાણે પ્રન્તમા બુદ્ધિ, વિચાર શકિત, જિજ્ઞાસા સ્ફુર્તિ, ચતુરાઇ વગેરે આ યા છે, વધ્યા છે પણ પણ તેનો ઉપયોગ કયા કરવાનો છે તે નથી આવ્યુ, એ એ સમજાઇ જાય તો ઘણો લાભ થાય

शोर्यं मत द्रुमभूच्चेत्, कर्मंण्यमाय तर्हि स योज्यम् ।
कथमपि धर्मविरुद्ध व्यापार्यं तन्न हि प्रधिया ॥ ९७ ॥



## (૯૮) ભાગ્ય અને દેવ તા. ૬-૪-૫૪

બે દેવો વચ્ચે એક વખત વાદ થયો એક કહે કે આપણે ધારીએ તો કોઇને પણ સુખી ને ન્યાલ કરી શકીએ બીજો કહે કે સામાનુ ભાગ્ય હોય તો આપણે આપણી શક્તિ પ્રમાણે સામાને સુખી કરીએ, નહિ તો નહિ બને ખૂબ વિવાદે ચઢયા તેમા એક સમ્યગદૃષ્ટિ હતો. બીજો

મિથ્યાદૃષ્ટિ હતો છેવટે સમ્યગ્દૃષ્ટિ દેવે કહ્યુ કે, આમ વિવાદ કરવાથી અંત નહિ આવે, ચાલો પરીક્ષા કરીએ પહેલા વારો તારો, બન્ને પૃથ્વી ઉપર આવ્યા એક ગામને પાદર એક ખેડુત રહે, તેના પરિવારમાં પોતે તેની સ્ત્રી અને એક જુવાન દિકરો ત્રણે જણ પોતાના ખેતરે જાય મહેનત કરે ને પેટ ભરે પહેલા દેવે એ ત્રણેને પૈસાદાર અને ખૂબ સુખી કરવાનુ કહ્યુ તેના ખેતરની પાસે ત્રણ મોટા રત્નના ઢગલા મૂકયા ઘરેથી ત્રણે જણા નીકળ્યા ત્યારે તેમને વિચાર આવ્યો કે આપણે આધળા થઈશુ ત્યારે કેમ ચાલશે, વિચાર કરીને ત્રણે જણાએ આંખે પાટા બાધ્યા ને ખેતરે પહોચી ગયા જોયુ તો બરાબર પહોચી ગયેલા એટલે ખુશ થયા ને કહેવા લાગ્યા કે, આપણે આધળા થઈશુ તો પણ વાંધો નહિ આવે દેવ નિષ્ફળ ગયો, ફરી તે દેવે એક યોગીનુ રૂપ લીધુ અને ખેતરની બાજુમા એક સુંદર સરોવર હતુ, તેને કાંઠે એમીને ધ્યાન લગાવ્યુ બપોરે રોઢો કરવા ત્રણે જણા બેઠા ને સ્ત્રી તળાવે પાણી ભરવા ગઈ યોગીને નમસ્કાર કર્યો યોગીએ પ્રસન્ન થઈને કહ્યુ કે માગ માંગ, સ્ત્રીએ કહ્યુ કે મને અપસરા જેવી બનાવી દો, 'તથાસ્તુ' યોગીએ કહ્યુ સ્ત્રી અપસરા થઇ ગઈ ને ખેતરે પાણી ભરીને આવી ખેડુતે જોયુ કે આ શુ ! સ્ત્રીએ બધી વાત કરી ત્યારે તે ઘણોજ ગુસ્સે થઈ ગયો ને તે પણ તળાવે ગયો યોગીને પગે લાગ્યો યોગીએ માગવા કહ્યુ ત્યારે ક્રોધમા ને ક્રોધમા તેણે માગ્યુ કે મારી સ્ત્રીને ગધેડી બનાવી દો, યોગીએ 'તથાસ્તુ' કહ્યુ ને સ્ત્રી ગધેડી બનીને ભૂકવા લાગી. ખેડુત ખેતરે આવ્યો આ નાટક જોઈને છોકરાને દુ:ખ થયુ. તે પણ તળાવે ગયો ને યોગીને પગે લાગ્યો યોગીએ કહ્યુ, કે

માગ, માગ, છોકરાએ માગ્યુ કે મારી માને હતી તેવી કરી દો યોગીએ 'તથાસ્તુ' કહ્યુ ને પેલી સ્ત્રી હતી એવી થઈ ગઈ દેવના ત્રણત્રણ આશીર્વાદ છતા તેઓ હતા ત્યાના ત્યા રહ્યા સમ્યગ્દૃષ્ટિ દેવે પેલા દેવને કહ્યુ કે જોયુ ને આનુ ભાગ્ય ન હતુ એટલે તારૂ કઈ ન ચાલ્યુ. પછી કહ્યુ કે જો સામાનુ ભાગ્ય હોય તો બુદ્ધિ સૂઝે છે તે બતાવુ એમ કહીને એક વૃદ્ધ વીતરાગનો ભકત હતો, આખો ગઈ હતી, પૈસા કે પુત્રાદિ પરિવાર કાઈ ન હતુ ઘરમા એક પોતાની સ્ત્રી હતી પણ આ વૃદ્ધ ભકિત છોડતો ન હતો દેવ ત્યા ગયો વૃદ્ધ પૂજા કરીને બહાર નીકળતો હતો ત્યારે દેવે કહ્યુ કે માંગ, માગ, પણ એક જ વાકયમા, વૃદ્ધે વિચાર કરીને માગ્યુ કે મારા છોકરાના છોકરાના છોકરાને સાતમે માળે સોનાના પારણામા ઝુલતો હુ મારી આખે જોઉ દેવે 'તથાસ્તુ' કહ્યુ માટે ભાગ્ય વધારવુ

दैव चेत् प्रतिकूल देनोऽपीदा न दुर्भग त्रातुम् ।
चेदनुकूल दैव, पातु सुभग समेऽपीदा ॥ ९८ ॥



## (૯૯) જીભ જિતવાના નવ દિવસ તા. ૭-૪-૫૪

ઇન્દ્રિયો પાચ છે કાન, આખ, નાક, જીભ અને ચામડી આ પાચમા પણ જીભની પરવશતા જીવને ખૂબ સતાવે છે સસારનું મોટુ પરિભ્રમણ જે દેખાય છે તે તેને લઇને જ પાચે ઇન્દ્રિયો ઉપર જય મેળવવા માટે જીવ જ્યારથી સમજણના ઘરમાં આવ્યો છે ત્યારથી તૈયારી કરી રહ્યો છે.

પણ સામા પક્ષના જોર પાસે ઘણી વખત દબાઈ જાય છે. એટલે જીવે બળ કેળવવું જરૂરી છે, જીવમાં બળ પૂરનારા જે છે તેની સેવના ઉપાસના કરવામાં આવે તો આત્મા બળીયો બને અને વાતવાતમાં જીત મેળવે

પાંચ ઇંદ્રિયોમાં જીભ ઉપર જય આવે એટલે બીજી ઉપર આવી ગયો છે એમ સમજવું એ જય મેળવવા માટે શ્રી સિદ્ધચક્ર-નવપદની ઓળીનું વિધિપૂર્વક આરાધન નવ દિવસ કરવું ખુબ જ આવશ્યક છે એ આરાધન આત્માને સર્વ પ્રકારે લાભદાયી છે આત્માના બાહ્ય અને અભ્યંતર બંને પ્રકારના હિત તેથી સધાય છે, જે દિવસોમાં એ આરાધના થાય છે તે દિવસોમાં જો આયંબિલ આદિ તપ કર્યાં અને અને આરાધના ન હોય તો જીવ ઉન્માદ ચઢે અને હેરાન હેરાન થઈ જાય નિયમવાળો આત્મા આનંદ અનુભવે સુખી થાય, નિરોગ રહે, શાંતિ પામે, તેની ઉપાધિ માત્ર ટળી જાય માટે મજબૂત નિશ્ચય કરો કે ઓળીનું આયંબીલની ઓળીનું આરાધન કરવું જ છે એક વખત આરાધન કરીને પછી તેનું પરિણામ જુઓ, ફરી નહિ કહેવું પડે

जिह्वां वशे विधातुं, दिवसान्नव सिद्धचक्रमनुसरताम् ।
मा चेद्विवशा जिह्वा व्याधीन् वितरति सदाशाम् ॥ ९० ॥



(૧૦૦) અખંડ આંક તા. ૮-૪-૫૪

અરિહંત, સિદ્ધ, આચાર્ય ઉપાધ્યાય સાધુ, દર્શન જ્ઞાન, ચારિત્ર અને તપ એ નવપદ છે એ નવપદની વચમાં અરિહંત સ્થાપન કરીને ફરતા વિધિ પ્રમાણે સિદ્ધ આદિ

સ્થાપન કરવાથી ગોળ ચક્ર બને છે તેથી તે સિદ્ધચક્ર કહેવાય છે એ નવપદમા નવની જે સખ્યા છે તે અખંડ છે નવની સખ્યામા સર્વ સખ્યાનો સમાવેશ થઈ જાય જાય છે નવના આકની અદ્ભુતતા જેમ જેમ ગણિતનો અભ્યાસ વધે તેમ તેમ થાય, એનો પાર આવે નહિ એટલી એ આકમા ખુબીઓ ભરી છે નવને ગમે તેટલા ગુણીએ ને તેનો સરવાળો કરીએ તો ય નવ જ આવે એ તો તેની પહેલી ખુબી છે એટલે જો નવનિધિઓ, નવ બ્રહ્મચર્યની ગુપ્તિઓ, નવ ભવ મુક્તિ, નવ ખંડ, નવ ગ્રૈવેયક, નવદ્વીપ, નવકાર, વગેરે ઉત્તમ નવ નવ જોઇતા હોય તો નવપદની વિધિપૂર્વક આરાધના કરો શ્રીપાલ અને મયણાએ એ આરાધનાથી અમરપણુ મેળવ્યુ અખંડ નવનો આંક જો આરાધતા આવડે તો અખંડપણુ મહેજેપણુ મળે જગે તેની વિષમતા દૂર કરવાનુ એનામા સામર્થ્ય છે એટલે જો વિષમતાઓ દૂર કરવી હોય તો પણ નવપદની આરાધનામાં તત્પર બનવુ

सर्वैकादिनवान्ता मान्या सख्यावता हिताऽजस्रम् ।
तत्राप्यखण्डिताय, नवसख्या सिद्धचक्रात्मा ॥ १०० ॥



## (૧૦૧) કટિબદ્ધ બનો તા. ૯-૪-૫૪

યુદ્ધની શરૂઆત થવાને હવે વાર નથી શરૂઆત થશે તે વખતે તમે તમે તૈયાર નહિ રહો એ નહિ ચાલે, શત્રુ તમારા ઉપર ચઢી બેસશે માટે તૈયાર થઈને રહો કેડ બાંધી લ્યો તમારે ડરવાની જરૂર નથી, વિજય તમારો છે કારણ કે તમે શ્રી સિદ્ધચક્રના આશ્રયે છો ચક્રવર્તીના

ચક્ર સમુ એ સિદ્ધચક્ર શત્રુનો સંહાર કરે છે ને સ્વપક્ષનું રક્ષણ કરે છે યુદ્ધના દિવસો નવ છે તેમાં તમારે તમારૂ મનોબળ બરાબર મજબૂત રાખવાનુ છે સામો પક્ષ તમારા મનને ઢીલુ કરવા ઘણું કરશે, પણ તમે ઢીલા પડતા નહિ જો ઢીલા પડયા તો તમારી બાજી બગડી જશે માટે પૂરા ઉત્સાહથી સામનો કરો. સામનો કર્યા વગર છુટકો નથી તમારે તમારૂ છે, એ મેળવવુ છે એટલે તમે ન્યાયી છો અને તમે ન્યાયી છો માટેજ શ્રી સિદ્ધચક્ર તમને સહાય કરે છે કર્મ શત્રુને નસાડવા માટે શ્રી સિદ્ધચક્રની ઓળીનુ આરાધના કરવા કટિબદ્ધ બનો

मोहेन सम वैर, जागर्ति सदाऽऽत्मनो निर्दिष्टोत्तम् ।
जेतु मोहं समर, कर्तुं सज्जेन भवितव्यम् ॥ १०१ ॥



## (૧૦૨) અરિહંતની આરાધના તા. ૧૦-૪-૫૪

માર્ગના દેશક-દર્શાવનારા અરિહંત પરમાત્મા છે મહાન્ સાર્થવાહ છ, મહાન્ બ્રાહ્મણ, મહાન ગોપ, મહાન નિર્યામક એવા અદ્ભુત બિરૂદોને યથાર્થ ધારણ કરનારા પરમાત્મા અરિહંત છે અરિહંત પદની આરાધનામાં ભૂત-ભાવિ ને વર્તમાન એમ ત્રણે કાળના સર્વ ક્ષેત્રના સર્વ અરિહંત ભગવંતોની આરાધના થાય છે

ચોસઠ ઇન્દ્રો જેમની સેવા કરે છે ક્રોડ દેવો જેમનો સાથ કદી પણ છોડતા નથી આઠ મહા પ્રાતિહાર્યો ચાર મહા અતિશયો જેમનુ સ્વરૂપ ઓળખાવે છે ચોત્રીસ અતિશયો જેમના આશ્ચર્યકારી છે પાત્રીસ ગુણ વાણીએ જેઓ ભવ્યાત્માને પ્રતિબોધે છે. તે અરિહંત પરમા

ત્માને વિધિપૂર્વક સાચે ભાવે કરેલો એક પણ નમસ્કાર સંસાર સમુદ્રનો પાર પામવા માટે સમર્થ છે.

અરિહંત પદનું આરાધન ઉજ્વળ વર્ણે, બાર લોગસ્સ, બાર સાથીઆ, બાર ખમાસમણા, બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ ॐ ह्रीं नमो अरिहंताणं પદની વીસ નવકારવાળી ને બાકી પ્રતિક્રમણ, પડિલેહન, દેવ વંદન આદિ આવશ્યક વિધિથી થાય છે એક ધાનથી આરાધન કરનાર ચોખાનું આબીલ કરે.

*नमोऽर्हते ऽर्हते पूजा, मोक्षमार्गोपदेशिने ।*
*द्वादशान्तगुणात्म-गुणाय धर्मदेशिने ॥ १०२ ॥*



## (૧૦૩) શ્રી સિદ્ધપદની સાધના તા. ૧૧-૪-૫૪

આત્માના શુદ્ધ સ્વરૂપમાં સ્થિર રહેલા, અનંત ગુણના ધારક, શુદ્ધ સ્ફટિકમય, અર્જુન સુવર્ણમય શ્રી સિદ્ધ શીલાની ઉપર અલોકને અડકીને વિરાજેલા, વિશ્વના વિવિધ પ્રકારના નાચને નિરખતા, આદિ અનંત સ્થિતિના શાશ્વત અજો, સુખને અનુભવતા શ્રી સિદ્ધ પરમાત્મા છે સિદ્ધ પદની યથાર્થ આરાધના કરીને યોગ્ય બનેલો આત્મા એક જ વખત બોલે કે सिद्धा सिद्धिं मम दिसंतु સિદ્ધ ભગવંતો મને સિદ્ધિને આપો તો તેને સિદ્ધિ લેતા અને સિદ્ધ પરમાત્માને આપતા શી વાર!

મુક્તિ રમણીનું આકર્ષણ કરવા માટે રક્ત-લાલરૂપ બનેલા, આઠે કર્મના કાષ્ઠને દાવાનલની જેમ દગ્ધ કરીને નિર્મળ થયેલા શ્રી સિદ્ધ પરમાત્માના અસંખ્યાત આત્મ પ્રદેશોમાંથી એક પ્રદેશમાં રહેલ ચૈતન્ય સુખના એક

અંશની તુલના સંસારના સર્વ સુખો એકઠા થાય તો પણ કરી શકતા નથી એ સુખ મેળવવા માટે શ્રી સિદ્ધ પદની સાધના આરાધનામાં-ઉજમાળ બનવું જોઇએ

શ્રી સિદ્ધપદના આઠ ગુણ છે આઠ સાથીયા, આઠ પ્રદક્ષિણા, આઠ ખમાસણા, આઠ લોગસ્સનો કાઉસગ્ગ અને બાકી ચાલુ વિધિથી આરાધાય છે એક ધાનનું આંબેલ કરનારા ઘણેનું આંબેલ કરે

वन्दे सिद्धान् महानन्दान्, महान् दपदस्थितान् ।
गुणाष्टक स्वरूपात् तान्, रत्नान् सिद्धिप्रवरान् ॥ १०३ ॥



## (૧૦૪) આચાર્યપદની પ્રતિષ્ઠા તા. ૧૨-૪-૫૪

જિનેશ્વર પરમાત્મા અને કેવલી ભગવંતના વિરહમાં શાસનનું સુકાન ચલાવનારા આચાર્ય મહારાજા છે ગચ્છની જવાબદારી સૂરિ ભગવંતને શિરે છે ત્રીજા આચાર્ય પદનો આરાધક અવિચ્છિન્ન પ્રભાવશાલી વીતરાગ પ્રભુના શાસનનો અનન્ય આરાધક છે સૂરિ પદની આરાધનાથી જૈન શાસનનો પ્રભાવ વધે છે

છત્રીશ છત્રીશીના ધારક, છત્રીશ ગુણ ગિરુઆ, સુવર્ણ સમા ગુણાલંકારોથી અલંકૃત, પીત વર્ણે દીપતા, ભીમકાંત ગુણે કરી જૈન શાસન-સામ્રાજ્યના સમ્રાટ, સારણા વારણા, ચોયણા, પડીચોયણાપૂર્વક ગચ્છને મોક્ષમાર્ગમાં આગળ વધારનારા આચાર્ય ભગવંતને વારંવાર વંદન હો

સાથીઆ, ખમાસમણ, પ્રદક્ષિણા, છત્રીશ, છત્રીશ, છત્રીશ લોગસ્સનો કાઉસ્સગ્ગ વીશ નવકારવાળી આચાર્ય

પદની ને બાકી ચાલુ વિધિથી આચાર્ય પદની આરાધના થાય છે એક ધાન્યવાળા ચણાનુ આંબીલ કરે આ પદનો વર્ણ પીળો છે આરાધક આત્માને આચાર્ય પદ પામવુ સુલભ છે

आचार्यान पीतवर्णाभान्, प्रीतवर्णान् प्रदीपवत् ।
पञ्चाचारप्रतिष्ठान-प्रतिष्ठानवधारयेत् ॥ १०४ ॥



## (૧૦૫) ઉપાધ્યાયની ઉપાસના તા ૩-૪-૫૪

ગચ્છના બેલી, સંસારના બળગતા તાપે તપેલા બળ્યા જળ્યા ભવ્ય આત્માઓને શાન્તિ આપનારા, લીલાછમ ઉપવન બગીચા સમા શ્રુતસાધનામા સતત તત્પર શ્રી ઉપાધ્યાયજી મહારાજા છે યુવરાજ સમા તેઓ આચાર્ય પદને યોગ્ય છે એમની આરાધના આત્માને ખુબ લાભ આપનારી છે

પચ્ચીશ ગુણે ગુણવંતા શ્રી ઉપાધ્યાયજી મહારાજ એ શ્રી જિન શાસનના મંત્રી છે શાસનના ઉત્સર્ગ અને અપવાદના સર્વ નિયમોને તેઓ જાણે છે અને શાન્તિથી સમજાવે છે ગમે તેવા પત્થર સમા શિષ્ય પણ તેમની ઉપાસનાથી નવપલ્લવિત બની જાય છે નીલ વર્ણના એ ઉપાધ્યાય ભગવંતની આરાધના શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ માટે અવશ્ય કરવી જોઇએ

ઉપાધ્યાય પદની આરાધના ૨૫ ભેદે કરવાની છે એટલે સાથીઆ, ખમાસમણ, પ્રદક્ષિણા વગેરે પચ્ચીશ પચ્ચીશ લોગસ્સનો કાઉસ્સગ્ગ બાકી બધી ચાલુ વિધિ ઉપાધ્યાયની

વીસ નવકારવાળી એક ધાન્યના આંબિલવાળા મગનુ આંબીલ કરે

द्वादशाङ्गश्रुताध्याय प्रवृत्तान् गुणसंयुतान् ।
नीलवर्णान् सदाध्याय-स्वाध्यायान् स्तुवे मुतान् ॥ १०० ॥



## (૧૦૬) સાધુ પદની સેવના તા ૧૪-૪-૫૪

જિન શાસનના મૈનિક સમાન અને પોતાના આત્માનુ હિત સાધતા સાધુ ભગવત છે સાધુ પદનુ આરાધન આત્માને મોક્ષમાર્ગની સાધનામા પ્રબલ પ્રેરણા આપનાર છે જુદા જુદા ગુણોની અપેક્ષાએ વ્યક્તિગત અને સર્વ ગુણોની અપેક્ષાએ સાધુપદ એ અદ્‌ભુત છે સાધુપદનો આરાધક સાધુમાત્રનો આરાધક છે

સત્તાવીશ ગુણના ધારક મુનિવરો મોક્ષમાર્ગમા ખુબજ વેગે આગળ વધતા હોય છે મુનિપદ શ્યામવર્ણું કસોટીના પાષાણની જેમ અપૂર્વ શોભી રહ્યો છે નવપદમા સાધુપદ વચમા છે એટલે ચાર પ. થયા છે ને ચાર પ' બાકી છે મધ્યવર્તિ એ પદ બધા પદોનો એક રીતે ચાવીરૂપ છે આ પદના આરાધનથી આગળ વધતો આત્મા ઉપરના ચારપદ મેળવે છે અને પછીના ચાર પદનો તો આ પદ આધાર છે આવા અપૂર્વ પદના આરાધનાથી ભવ્ય આત્માને હર્ષ અને ઉલ્લાસ વધે તેમા આશ્ચર્ય શુ ?

સત્તાવીશ ખમાસમણ, પ્રદક્ષિણા, સાથીઆ વગેરે સત્તાવીશ સત્તાવીશ લોગસ્સનો કાઉસ્સગ્ગ વીસ નવકારવાળી સાધુપદની અને બાકી ચાલુ વિધિથી આ પદ આરાધાય છે એક ધાન્યના આંબીલવાળા અડદનુ આંબીલ કર

## (૧૦૮) શ્રીજ્ઞાનપદની સાધના

તા ૧૬-૪-૧૯૫૮

જ્ઞાન એ પ્રકાશ છે સમ્યગ્ જ્ઞાનના પ્રકાશ વગરના જીવોને સાચુ સ્વરૂપ દેખાતુ નથી અજ્ઞાનનુ અન્ધારૂ ભય કર છે એ અન્ધકાર કોઇને બદલે કાંઈ દેખાડે છે જ્ઞાનપદના આરાધકને અજ્ઞાનનુ અધારૂ નડતુ નથી એટલે એ આતમા પદના આરાધનમા ઉજમાળ બનવુ એ મહાલાભને માટે છે

એકાવન ભેદે જયવ ત વર્તતુ સમ્યગ્ જ્ઞાન નિર્મળ છે એ જ્ઞાનજ્યોત્સ્ના-ચાદનીમા રમતા આત્માને અપૂર્વ ઠડકનો અનુભવ થાય છે સમયગ જ્ઞાન આત્માની જડતાને ખ ખેરી નાખે છે જડ પણ જ્ઞાનપદને આરાધતો ચેતન બની જાય એવુ આ પદની આરાધનામા સામર્થ્ય છે એ સામર્થ્ય પ્રકટ કરવાનો અવસર ન ચૂકવામા જ ચાલાકી છે

એકાવન સાથીયા-ખમાસમણુ ને પ્રદક્ષિણા, એકાવન લોગસ્સનો કાઉસગ્ગ, બાકી સવ ચાલુ વિધિ જ્ઞાનપદની વીશ નવકાર વાળીથી આ પદ આરાધાય છે

એક ધાન્યનુ આયબિલ ચોખાનુ કરવાનુ છે આ પદનો વર્ણ ઉજ્જવળ એટલે શ્વેત છે,

ज्ञान सम्यग् विवेकाय, ज्ञान शुद्धार्थबोधकम् ।
ज्ञानेनर्ते जडो जीवा जडोऽपि चेतन श्रुतात् ॥ १०० ॥



## (૧૦૯) ચારિત્રપદની આરાધના

તા ૧૭-૪-૧૯૫૮

ચારિત્ર વગર મોક્ષમાર્ગમા કોઇ પણ આ મા ગતિ કરે

શકતો નથી ચારિત્ર મહારાજાના ચરણની સેવા કરતો રંક પણ ચક્રવર્તીઓ અને ઈન્દ્રોને પૂજ્ય બને છે ચારિત્રપદનુ આરાધન કરતા એવો ઉલ્લાસ જાગે છે કે મોહનીય કર્મ મૂળમાથી ખસી જાય-નાશ પામે આરાધક એવી દૃઢ વિચારણા કરે કે-'સયમ કબ મીલે સસનેહી'ને એ વિચારણાને અમલમા મૂકે એટલે બેડો પાર!

સયમ ચારિત્ર સિત્તેર પ્રકારે વિશ્વને અજવાળી રહ્યું છે અસયમના ભારે ભારે થયેલા જીવોને સયમ હળવો ફૂલ જેવો બનાવીને ઊચે ને ઊચે લઈ જાય છે ચારિત્ર પદની શુભ્રતા ઉજ્જવળતા કાળજૂની કાળશને ક્ષણવારમા ધોઈ નાખે છે એ પદનુ આરાધન મળે એટલે આત્માના રોમે રોમે જાગૃતિ આવે, અણુએ અણુમા ચેતના સ્ફુરે.

૭૦ ખમાસમણ, સાથીયા, પ્રદક્ષિણા, ૭૦ લોગસ્સનો કાઉસગ્ગ બાકી ચાલુ વિધિ અને વીસ નવકારવાળી ચારિત્રપદની એ રીતે આ પદ આરાધાય છે

એક ધાન્યનુ આયબિલ કરનાર ચોખાનુ આયબિલ કરે ચારિત્રપદનો વર્ણ ઉજ્જ્વળ-શુક્લ છે

पवित्र यस्य चारित्र, चरित्र तस्य चित्रकृत् ।
निर्ग्रन्थमपि त दृष्ट्वा, मानवा समुपासते ॥ १०९ ॥



## (૧૧૦) તપપદનો અદ્ભુત પ્રભાવ

તા. ૧૯-/-૧૯૫૪.

ચીકણા-ચોટી ગયેલા કોઈ પણ રીતે નહિ ઉખડતા જેનો ભોગવ્યા વગર છૂટકો નથી એવા નિકાચિત બાંધેલા કર્મોને

પણ બાળીને બન્મીભૂત કરીને હવામાં ઉડાડી દેનાર તપ છે કોઈ પણ કાર્યસિદ્ધિ કરવી હોય તો તેમાં તપ કરવું જ પડે છે તપ વગર કોઈ આગળ નથી ચાલતું નથી તેની આરાધના કરતો આત્મા એવી તો તપ સાથે મિત્રતા બાંધે કે જ્યારે તપ મળે ત્યારે તેને આનંદ થાય ને તપ ન મળે ત્યારે તે કરમાય

તપના મુખ્ય બે ભેદ છે બાહ્ય અને અભ્યન્તર તેના પેટાભેદો પચાસ છે તે તપના પાસા સેવતો આત્મા આત્મા નિષ્કલંક બને છે ઋદ્ધિ-સિદ્ધિ અને સમૃદ્ધિ તપની આરાધના કરતા આત્માના ચરણમાં આળોટે છે તપ તપના આત્માને લબ્ધિઓ શોધતી આવે છે તપ કરવાનો અવસર સાંપડે ત્યારે એવો કોણ મૂર્ખ હોય કે જે કટાણે સમજુ આત્માના આનંદનો તો સીમા ન હોય ! એ તો કહે કે 'તપસ્યા કરતા હો કે ડંકા જોર બજાયા હો !' એ ડંકાના અવાજથી શત્રુઓ ધ્રૂજીને નાસી જાય

૫૦ ખમાસમણ, સાથીયા, પ્રદક્ષિણા, ૫૦ લોગસ્સનો કાઉસ્સગ્ગ બાકી ચાલુ વિધિ તપપદની વીસ નવકારવાળી એ રીતે તપપદ આરાધાય છે એક ધાન્યનું આયંબિલ ચોખાનું થાય છે તપપદનો વર્ણ શ્વેત છે

विना तपा न सिद्धि: स्यात्, क्वाप्यत्र जगतीतले ।
स्यात् सम्यक्‌तपसा सिद्धि, परमा चरमा रमा ॥ २० ॥

